# રાષ્ટ્રિકા

અરદેશર ફરામજી ખબરદાર



અઢી રૂપિયા

એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની
પ્રિન્સેસ સ્ટ્રીટ : મુંબઈ

શ્રી. ખબરદારનાં અન્ય સર્જનો

## કલ્યાણિકા

ભક્ત હૃદયની આરઝૂ અને તત્ત્વચિંતનના ગામ્ભીર્યથી તરબોળ સુગેય લોકપ્રિય ઢાળોમાં રચાયેલાં ભાવવાહી કાવ્યો અને ભજનોનો તદ્દન નવો સંગ્રહ, ટિપ્પણ સાથે

રૂ. બે



## ગુજરાતી કવિતાની રચનાકળા

**મુંબઈ યુનિવર્સિટી તરફથી**

ઠક્કર વસનજી માધવજી વ્યાખ્યાન-માળામાં અપાયેલાં પાંચ અભ્યાસ-પૂર્ણ વ્યાખ્યાનો. છપાય છે.

## રાસચંદ્રિકા

ગરવી ગુજરાતણને કંઠે રમી રહેલા ગરબા ને રાસોનો સંગ્રહ ભાગ ૧—૨ સાથે. છપાય છે.

# કવિશ્રી અરદેશર ફ. ખબરદારનાં પુસ્તકો

## ગુજરાતીમાં

| | | | |
|---|---|---|---|
| ૧ | કાવ્યરસિકા ... ... | કિંમત રૂા. ૧–૮–૦ | (પૃ. ૧૮૮) |
| ૨ | વિલાસિકા ... ... | ,, ૧–૮–૦ | ( ,, ૨૦૦) |
| ૩ | પ્રકાશિકા ... ... | ,, ૧–૪–૦ | ( ,, ૧૮૨) |
| ૪ | મલબારીનાં કાવ્યરત્નો ... | ,, ૩–૦–૦ | ( ,, ૪૫૦) |
| ૫ | ભારતનો ટંકાર (બીજી આવૃત્તિ) | ,, ૧–૦–૦ | ( ,, ૯૦) |
| ૬ | સંદેશિકા ... ... | ,, ૧–૦–૦ | ( ,, ૧૮૮) |
| ૭ | કલિકા ... ... | ,, ૨–૦–૦ | ( ,, ૨૬૦) |
| ૮ | ભજનિકા ... ... | ,, ૧–૪–૦ | ( ,, ૧૬૦) |
| ૯ | રાસચંદ્રિકા, ભાગ ૧ લો, (ઊંચા કાગળ) | ,, ૦-૧૪-૦ | ( ,, ૧૨૦) |
| | ,, ,, ગીલ્ટ પૂઠું | ,, ૧–૪-૦ | ( ,, ૧૨૦) |
| ૧૦ | દર્શનિકા .. (બીજી આવૃત્તિ) | ,, ૩–૦–૦ | ( ,, ૪૪૦) |
| ૧૧ | પ્રભાતનો તપસ્વી અને કુક્કુટદીક્ષા (બીજી આવૃત્તિ) | ,, ૦–૮–૦ | ( ,, ૭૦) |
| ૧૨ | કલ્યાણિકા ... ... | ,, ૨–૦–૦ | ( ,, ૧૭૬) |
| ૧૩ | રાષ્ટ્રિકા ... ... | ,, ૨–૮–૦ | ( ,, ૨૪૮) |

## અંગ્રેજીમાં

| | | | |
|---|---|---|---|
| ૧૪ | The Silken Tassel ... | ,, ૨–૮–૦ | ( ,, ૧૩૬) |

## હવે પછી છપાશે

૧૫ રાસચંદ્રિકા, બંને ભાગ સાથે
૧૬ પ્રભાતગમન (વર્ણન કાવ્ય)
૧૭ કેટલાંક પ્રતિકાવ્યો
૧૮ લખેગીતા
૧૯ ગુજરાતી કવિતા અને અપદ્યાગદ્ય
૨૦ ગુજરાતી કવિતાની રચનાકળા (મુંબઇ યુનિવર્સિટી તરફથી)
૨૧ મનુરાજ નાટક (અખંડ પદ્યમાં)
૨૨ અમરદેવી નાટક
૨૩ યુગરાજ મહાકાવ્ય
૨૪ ગદ્યસંગ્રહ
૨૫ Leaf and Flower
૨૬ The Rest-House of the Spirit

# રાષ્ટ્રિકા

અરદેશર ફરામજી ખબરદાર

અઢી રૂપિયા

એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની
બુકસેલર્સ . પબ્લીશર્સ
પ્રિન્સેસ સ્ટ્રીટ,
મુંબઈ–૨

# પ્રસ્તાવના

માનવજાતિને વતન માટેનું વહાલ તેનામાં અનેરા ગુણ પ્રગટાવે છે. વતન માટેનો પ્રેમ એ માત્ર પ્રભુપ્રેમથી જ ઊતરતો છે. પ્રભુપ્રેમની પવિત્રતા અને અગાધતા જેના આત્મામાં જાગી છે તેને વિશ્વબંધુત્વની ભાવના સહેજે આકર્ષે છે. લાખ વર્ષનું માનવજીવન થયા છતાં એ મહાભાવના હજી ભાવના જ રહી છે, અને માનવની જુદી જુદી જાતિઓના તથા જુદા જુદા દેશોના લોકો વચ્ચે પ્રભુપ્રેમનો બંધુદોરો રહેલો છે તે સત્તાનાં, અભિમાનનાં, પોતાની ઉચ્ચતાના વિચારનાં, માનભંગનાં કે 'જર જમીન ને જોરૂ'નાં કારણોને લીધે થતી અથડામણથી અને યુદ્ધના ઘોર ભાવથી તૂટી જાય છે. એવી વેળાએ તમામ પ્રાણીઓની જૂથભાવનાને લીધે સામસામા દેશોના વતનીઓમાં પોતપોતાના વતનનો ખાસ પ્રેમ ઊભરી નીકળે છે, અને એ વતનના બચાવને માટે તે પ્રાણીની પ્રેરણાથી પરસ્પર લડી લે છે. પ્રકૃતિમાં પણ વખતોવખત તુમુલ ઉત્પાતો જન્મે છે ને અનેક રીતની પાયમાલી કરી જાય છે, પણ આખરે તો પાછી શાંતિ જ જામે છે, ને પછી ઊંડી દૃષ્ટિથી જોતાં આપણને જણાય છે કે આ પાયમાલી પણ સકારણ હતી, અને એથી કુદરતમાં વિશેષ સ્વચ્છતા અને નવા જીવનનો ઉદ્ભવ થવા પામ્યો હતો. માનવ પણ કુદરતમાં જ સમાઈ જતો હોવાથી તેને પણ એ જ નિયમ લાગુ પડે છે. જગતના ઇતિહાસનું સૂક્ષ્મ અવલોકન કરતાં તો એમ જ પરિણમે છે કે યુદ્ધ જ પ્રગતિનો સત્ય પાયો છે.

વ્યક્તિપ્રેમ, કુટુંબપ્રેમ, જાતિપ્રેમ, ધર્મપ્રેમ, એમ પ્રેમનાં વર્તુલોનો પ્રદેશ વિસ્તાર પામતાં વતનપ્રેમ ઉદ્ભવ પામે છે. જે વતનની મટ્ટીમાંથી જન્મ લઈને, જેનાં અન્નપાણીથી પોષણ પામીને, જેની હવા પ્રતિપળ દમમાં ભરીને આપણે જીવીએ છીએ, જેનાં નદીનાળાં, પહાડ, તળાવ, ખેતરો, વૃક્ષો, ફૂલો વગેરેની લીલા આપણી આંખોને ઠારે છે ને હૃદયને અનેરો આનંદ આપે છે, જેના એવા વાતાવરણમાં આપણા બાલ્યકાળના ખેલો

ખેલાયા હતા અને સ્વપ્નાં સેવાયાં હતાં, તે વતન—તે પ્રાણપ્રિય મોંઘા વતનને આપણે કેમ ભૂલી શકીએ કે તેની સેવાની ઘડીએ કેવી રીતે પાછીપાની કરીએ? ગમે તેવા દૂરના દેશોમાં પણ બે કેવળ અજાણ્યા પણ હમવતનીઓ અચાનક મળી જાય તેવી વેળાએ એ વતનપ્રેમ કેવો ઊભરી નીકળે છે, તે તો જેને અનુભવ મળ્યો હોય તેજ જાણે. વતનના સ્મરણનું એવું મહા આકર્ષણ છે. એ વતનપ્રેમ માનવજાતિના ઉત્કર્ષમાં ને તેની પ્રગતિમાં મોટો ભાગ ભજવે છે.

અને સામાન્ય વ્યવહારુ માણસને આ વતનપ્રેમ અદ્‌ભુત અને શૌર્યભર્યાં કાર્યો કરવા પ્રેરી શકે, તો કવિ, જે ભાવ અને પ્રેમનો અમીરી ભંડાર છે, તે કેવી રીતે એ વતનપ્રેમના ગાઢ ભાવને દાબી કે અવગણી શકે? જે પોતાના હજારો કે લાખો વતનબંધુઓના અનેક ભાવોને પોતાની કલ્પનામય વાણીના રસમાં બોળીને વ્યક્ત કરે છે અને એ જનબંધુઓની જ પોતે જાણે જીભ બને છે, તે કવિ શું પોતાના વતનપ્રેમને વાણીમાં અવકાશ આપતાં કોઈની પણ શેહમાં દબાઈ શકશે? જે ટીકાકારો પોતાના અજ્ઞાનથી, દેખાદેખીથી કે કોઈ સ્વાર્થને લીધે એમ કહેવા નીકળે કે ભક્તિની એટલે પ્રભુપ્રેમની અને રાષ્ટ્રપ્રેમની એટલે વતનપ્રેમની કવિતા તો નીચી કોટિની ગણાય, તેને કવિતાના વિષયની કશી ખબર જ નથી. કવિ તો ભાવ અને કલ્પનાનો અમીરી માલેક છે, તેને આવાં મિથ્યા વચનો ને અભિપ્રાયોથી કદી કોઈ સંકુચિત વર્તુલમાં બાંધી શકાય નહીં. કવિને ભંગડી પર કે ભીખારણ પર, જોડા પર કે ગોટલા પર, ધૂળ પર કે કાદવ પર સ્ફુરણા ઊઠે, ભાવ જામે અને તે કવિતા લખે તે કવિતા ગણાય, અને પ્રભુપ્રેમ પર કે વતન-પ્રેમ પર તેની કલ્પના જાગે ને ઊંડા ભાવની રેલ રેલાવે, અને તે રેલ તેના બંધુઓના હૃદયને પણ રસથી ને તીવ્ર ભાવથી ભરી દે, તે 'કવિતા' નહીં, અથવા તો તે નીચી કોટિની કવિતા કહેવાય, એવા અધમ અભિપ્રાયો અને મતમતાંતરો સાહિત્યની આનંદમય વાડીમાં ધૂળ જ ઉડાડે છે. કવિને તો એવા અધમ અભિપ્રાયો કોઈ રીતે નડતા નથી. તેની કૃતિની સાર્થકતા

તો તે કૃતિને તેના રસિક જનબંધુઓ સ્નેહથી પોતાના હૃદયમાં સ્થાન આપે છે તેમાં જ સ્પષ્ટ થાય છે. નવે રસનો ધણી ને રસિયો કવિ વીર પણ છે. જીવનના કોઈ પણ જાતના યુદ્ધમાં વીર આગળ ધસીને જેવો વિજય મેળવે છે, તેવો જ—બલ્કે તેથી વધુ—વિજય પોતાની કવિતાવાણીના સામર્થ્યથી પોતાના લાખો વતનબંધુઓમાં વીરતાનો ઉદ્રેક જન્માવી પોતાના વતનના વિજય માટે તે સૌને આગળ ધસવા પ્રેરીને કવિ પણ મેળવે છે. અંગ્રેજ કવિ ટેનિસને કહ્યું છે તેમ

The Song that nerves a nation's heart
Is in itself a deed,

એટલે જે ગીત—જે કવિતા પ્રજાના હૃદયમાં બળ પૂરે છે તે પણ એક પુરુષાર્થ જ છે. વીરકાર્ય છે. જગતની બધી પ્રજાઓમાં પોતપોતાના વતન-પ્રેમનાં કાવ્યો ને ગીતો તેમના અમૂલ્ય ધન તરીકે સચવાઈ રહેલાં છે, અને એવાં ગીતો ને કાવ્યો હજી લખાયે જ જાય છે ને તેની સચોટતા પ્રમાણે આવકારાય છે.

વતનપ્રેમને લગતાં શૌર્યનાં, વિજયનાં ગીતો ને કાવ્યો આપણા પ્રાંતમાં આપણા ભાટચારણોની જીભે રમતી જીવતી સરસ્વતીએ વંશપરંપરા સજીવન રાખેલાં છે, ને તે હજી રાજદરબારોમાં ને મેળાવડાઓમાં છટાથી ગવાય છે. પણ દેશપ્રેમને લગતાં અનેક વ્યવસ્થિત ગીતો આપણી કવિતામાં પ્રથમ આપણા વીર કવિ નર્મદે જ લખ્યાં છે અને તેની પછી ડૉ. હરિહર્ષદ ધ્રુવે પણ લખ્યાં છે. આજે તો ઇસુની આ સદીના પ્રારંભથી લખાયેલાં એવાં ગીતોનો ઘણો સારો સંગ્રહ આપણી કવિતામાં મોજૂદ છે.

મારી કવિતારચનાના પ્રારંભકાળથી જ આ રાષ્ટ્રકાવ્યોની પ્રેરણા મને થતી આવી છે, ને વખત જતાં તે સારી પેઠે ફૂલીને ફાલી છે. આ સદીના છેક પ્રારંભના વર્ષ ૧૯૦૧ થી લખાયેલાં ને જાહેરમાં ગવાયેલાં ને પછી લોકપ્રિય થયેલાં અનેક કાવ્યો આ "રાષ્ટ્રિકા"ના સંગ્રહમાં મુકાયેલાં છે.

ઇ. સ. ૧૯૧૪ થી ૧૯૧૮ સુધીમાં લખાયેલાં તે વેળાના મહાયુદ્ધથી પ્રેરાયેલાં એક જ શ્રેણીનાં રાષ્ટ્રકાવ્યો સને ૧૯૧૯ માં "ભારતનો ટંકાર"ને નામે પ્રગટ થયાં હતાં, અને તેને આજ સુધી ગુજરાતે સ્નેહથી પોતાના હૃદયમાં સ્થાન આપ્યું છે. મારાં કાવ્યોના બીજા સંગ્રહોમાં—"વિલાસિકા", "પ્રકાશિકા" અને "સંદેશિકા"માં તેમજ અન્યત્ર સામયિકોમાં પ્રસંગે પ્રસંગે મારાં જે રાષ્ટ્રકાવ્યો પ્રગટ થયાં હતાં, તે બધાં એક જ સંગ્રહમાં એકઠાં કરીને છપાવવાની સૂચના મને અનેક ઠેકાણેથી થઈ છે, જેથી "ભારતનો ટંકાર"માં અને આ બીજા સંગ્રહમાં મળીને મારાં બધાં રાષ્ટ્રકાવ્યો એક સાથે વાંચવાનાં મળી શકે. એ સૂચનાને માન આપી સને ૧૯૦૧ થી આજ સુધીમાં લખાયેલાં મારાં બધાં રાષ્ટ્રિકાવ્યો–"ભારતનો ટંકાર" સિવાયનાં–આ નવા સંગ્રહ "રાષ્ટ્રિકા"માં હું પ્રગટ કરું છું. ગુજરાતને ચરણે મૂકેલાં આ કાવ્યોમાંથી થોડાંક પણ તેની પ્રીતિ પામી શકશે તો મારો વતનપ્રેમ પ્રફુલ્લ હૃદયે આનંદ જ પામશે.

આ સંગ્રહમાં મારી વીસ વર્ષની ઉંમરથી હમણા સુધી લખાયેલાં લગભગ તમામ કાવ્યો લેવાયેલાં છે. મારી કવિતાવાણીનો વિકાસ ધીમે ધીમે કેવી રીતે થયો તેનો સુમાર પણ આ સંગ્રહમાંથી વાચકને સારી રીતે મળશે. જે જમાનામાં દેશપ્રેમના નામ માત્રથી સરકારી અમલદારો ભડકતા હતા, અને જે પ્રેમને દર્શાવતી ફૂંક માત્રથી અનેરા ભય ઊભા થતા હતા, તે જમાનામાં આ સંગ્રહમાંનાં આ સદીના પ્રારંભમાં લખાયેલાં પ્રમાણમાં નિર્બળ કાવ્યો હું પ્રગટ પણ કરી શક્યો ન હતો. કેટલાક માનનીય રાજદ્વારી મિત્રોની સલાહથી "વિલાસિકા"ના સંગ્રહમાં છપાયેલાં પણ કેટલાંકને પાછાં કાઢી નાખવા પડ્યાં હતાં ! આજે જમાનો બદલાયો છે, અને દેશપ્રેમ જ્યાં સુધી તે પવિત્ર અને સંયમી હોય ત્યાં સુધી તેને દર્શાવવામાં કશો ગુનાહ નથી, એમ આપણી સરકારે પણ સ્વીકાર્યું છે.

મારાં જુદાં જુદાં પુસ્તકોમાં છપાઈ ગયેલાં કે સામયિકોમાં પ્રગટ થયેલાં આમાંનાં કાવ્યોમાં મેં નવી "જોડણીકોશ"ની જોડણી ધારણ કરેલી છે, ને

તેને અંગે કે અન્ય કારણે મેં કાવ્યોમાં અહીંતહીં સુધારા કીધેલા છે. આ સુધારાને અંતિમના માનીને હવે પછી એમાંનાં કાવ્યો મારી કે મારા પ્રકાશકની રજાથી કોઇ છાપે યા પાઠ્યપુસ્તકમાં લે, તો તે એ નવા સુધારા પ્રમાણે જ પ્રગટ કરે એવી વિનંતિ છે.

ભારતદેશનો પ્રાણ આજે પોતાનું ચેતન અનેક દિશામાં ઠીક ઝળહળાવી રહ્યો છે, ને તેની પ્રગતિ ચોમેર થઈ રહી છે, તેમાં આપણા વહાલા વતન ગુજરાતે જેવો તેવો હિસ્સો આપ્યો નથી. એ હિસ્સાનો કંઇક ઇતિહાસ આ "રાષ્ટ્રિકા"માંનાં ગીતોથી સહજ જડી આવશે, અને મારી ગુજરાતનું શિર ભારતમાં ને દુનિયામાં ઊંચું રાખશે. ગુજરાતના કવિનું જીવન ગુજરાતની વૃદ્ધિનાં ગીત ગાતું ગાતું વિરમી જાય એમાં જ તેની ધન્યતા છે. સમષ્ટિના શ્રેયમાં વ્યક્તિનું શ્રેય પણ સમાઈ જ જાય છે. મારી શ્રદ્ધા છે કે ભારતવર્ષની અનેક પ્રાંતભાષાઓનાં દેશપ્રેમનાં ને શૌર્યનાં ગીતોમાં ગુજરાતનાં આ ગીતો પાછળ તો નહીં જ પડે. ગુજરાતનું ધગધગતું હૈયું આ ગીતોમાં સદા ધડકતું રહો, અને ગુજરાતનું ગૌરવ, ગુજરાતનું વીર્ય, ગુજરાતનો સંયમ જગતભરમાં પ્રકાશ પામો, એ જ મારી અંતિમ ઇચ્છા અને પ્રાર્થના છે! તથાસ્તુ!

**અરદેશર ફરામજી ખબરદાર**

૭૮૮, પારસી કોલોની,
દાદર, મુંબઈ
તા૦ ૯–૧૨–૧૯૪૦

# અનુક્રમણિકા

## અંજલિ ગીતો :



## ભારતપુત્રોનાં ગીતો:

**દેશદશાનાં ગીતો :** પૃષ્ઠ



**પ્રોત્સાહનનાં ગીતો :**



**કર્ત્તવ્યનાં ગીતો :**

**સંગ્રામનાં ગીતો :**

## ગુણવંતી ગુજરાત*

• રાગ માઢ—ગરબી •

ગુણવંતી ગુજરાત!
	અમારી ગુણવંતી ગુજરાત!
નમિયે નમિયે માત!
	અમારી ગુણવંતી ગુજરાત!—

મોંઘેરા તુજ મણિમંડપમાં
	ઝૂકી રહ્યાં અમ શીશ:
માત મીઠી! તુજ ચરણ પડીને
	માગિયે શુભ આશિષ!
		અમારી ગુણવંતી ગુજરાત! ૧

*સને ૧૯૦૭ના સપ્ટેમ્બર માસમાં મુંબઇમાં મળેલી 'બીજી ગુજરાતી સાહિત્ય પરિષદ'માં ગવાયેલું ગીત.

મીઠી મનોહર વાડી આ તારી
નંદનવનશી અમોલ :
રસફૂલડાં વીણતાં વીણતાં ત્યાં
કરિયે નિત્ય કલ્લોલ !
અમારી ગુણવંતી ગુજરાત ! ૨

સંત મહંત અનંત વીરોની
વહાલી અમારી માત !
જય જય કરવા તારી જગતમાં
અર્પણ કરિયે જાત !
અમારી ગુણવંતી ગુજરાત ! ૩

ઊંડા ઘોર અરણ્ય વિષે કે
સુંદર ઉપવનમાંય :
દેશવિદેશ અહોનિશ અંતર
એક જ તારી છાંય !
અમારી ગુણવંતી ગુજરાત ! ૪

સર સરિતા રસભર અમીઝરણાં,
રત્નાકર ભરપૂર :
પુણ્યભૂમિ ફળફૂલ ઝઝૂમી,
માત ! રમે અમ ઉર !
અમારી ગુણવંતી ગુજરાત ! ૫

હિન્દુ, મુસલમિન, પારસી, સર્વે
માત! અમે તુજ બાળ:
અંગ ઉમંગ ભરી નવરંગે
કરિયે સેવા સહુ કાળ!
અમારી ગુણવંતી ગુજરાત! ૬

ઉર પ્રભાત સમાં અજવાળી
ટાળી દે અંધાર!
એકસ્વરે સહુ ગગન ગજવતો
કરિયે જયજયકાર!
અમારી ગુણવંતી ગુજરાત!

નમિયે નમિયે માત!
અમારી ગુણવંતી ગુજરાત! ૭

## ગુણીયલ હો ગુજરાત!

• માણીગર મહોલે પધારો •

**ગુણીયલ હો ગુજરાત! અમી તારી આંખડીએ રે;**
**ભવરણમાં ભલી ભાત પળિયે તુજ પાંખડીએ રે.**

લીલમલીલી લચી રહી રે
લક્ષ્મીશી આ તુજ કુંજ;
રસસાગર તુજ આંગણુ ઊછળી
ભરી દે મોતીના પુંજ:
અમી તારી આંખડીએ રે. ૧

મંદિર મહેલ ને મસ્જિદો રે
તારી કળાના ફાલ;
સંધ્યા ઉષા ને ચંદનીથી વધુ
તારી કળા છે કમાલ!
અમી તારી આંખડીએ રે. ૨

ગરજે તુજ ગિરિકંદરે રે
કેસરીના વીર નાદ:
એન વેળા તુજ શૂર સંતાનો
આપે શા વીર્યપ્રસાદ!
અમી તારી આંખડીએ રે. ૩

આભભર્યા દેવથાળથી રે
સોહ્ય અધિક તુજ ચોક;
યુગયુગને નવજ્યોતે અજવાળે
સંત તારા પુણ્યશ્લોક:
અમી તારી આંખડીએ રે. ૪

સ્વર્ગંગાની ઉરછોળશા રે
ગાજે તુજ ગરબા ને રાસ;
એ રસનાં અમીવર્ષણ એવાં
વરસે કયે બીજે વાસ?
અમી તારી આંખડીએ રે. ૫

મેઘ ઊડી ધરા ઊતરે રે,
એવા છે અમ ઉરબંધ:
માત અદલ સદા પૂજશું સ્નેહે
આભ ઝીલી અમ સ્કંધ!
અમી તારી આંખડીએ રે. ૬

## અમારી ગુજરાત

• રાગ પીલુ* •

કોણ કહેશે, નથી આ અમારી ગુજરાત?
અમારી ગુજરાત હો જીવનની મહોલાત :
 કોણ કહેશે, નથી આ અમારી ગુજરાત?—

 પગલે પગલે જ્યાં મોતી વેરાયાં,
સ્નેહે ઘૂમે માતજાયાં સજાત :
 કોણ કહેશે, નથી આ અમારી ગુજરાત? ૧

 નવ ખંડ ગાજે ચેતન અવાજે,
લહાવો લેવો એ તો આજે ઉદાત્ત :
 કોણ કહેશે, નથી આ અમારી ગુજરાત? ૨

 આત્માને ભોગે જોગ જમાવશું,
માને મંદિર અમ પ્રાણની બિછાત!
 કોણ કહેશે, નથી આ અમારી ગુજરાત? ૩

 જઈશું જગતને ચારે ખૂણાએ,
ગુજરાત અમારી, ગુજરાતી અમ જાત :
 કોણ કહેશે, નથી આ અમારી ગુજરાત? ૪

* "નાહીં બનશેજી પ્રીતિના મોતીનું મૂલ", એ ચાલ.

તપશું એ તાપે, જપશું એ જાપે :
એ અમ 'અહંબ્રહ્મ' ગુજરાત માત !
કોણ કહેશે, નથી આ અમારી ગુજરાત ? ૫

દુનિયા ડોલાવશું, સાગર શોષાવશું :
મોંઘા અમ પ્રાણની એ મોંઘી મિરાત :
કોણ કહેશે, નથી આ અમારી ગુજરાત ? ૬

# હો મારી ગુજરાત!

• ખટપાંખડી છંદ* •

૧

હો મારી ગુજરાત! તુજને કોણ ન ચા'શે ગર્વે ?
અર્પણ કોણ ન કરશે સર્વે ?
તુજ પર કોણ ન વારી દેશે જીવન લાખે ક્રોડે ખર્વે,
તારા વિજયતણા તે પર્વે ?
કોની છાતી નવ ફૂલાશે તારું એક જ નામ ઉચરવે,
'હો મુજ માત', કહી મુખ ભરવે ?

૨

હો મારી ગુજરાત! તારાં શૌર્યભર્યાં સંતાનો :
ગજવી દે સાતે આસ્માનો !
તારી ધ્વજા ઊડવતા છે તારા પણ અર્જુન ને હનુમાનો :
તારો પરમ સારથી કહાનો :
તારા દયાનંદ ને મોહન જેવાં યુગયુગ વીર નિશાનો :
હો મા! શાં કરીએ ગુણગાનો !

* આ છંદ નવો રચ્યો છે. પ્રથમ ચરણમાં ૨૭ માત્રા છે, ને તાલ ૧–૫–૯–૧૨–૧૬–૨૦–૨૪ માત્રાઓ પર છે ને એ ચરણની ૧૧ મી માત્રા લઘુ જ જોઇએ. ત્રીજા ને પાંચમા ચરણમાં ૩૨ માત્રા છે ને તાલ ૧–૫–૯–૧૩–૧૭–૨૧–૨૫–૨૯ માત્રાઓ પર છે. બીજા, ચોથા ને છઠ્ઠા ચરણમાં ૧૬ માત્રા છે ને તાલ ૧–૫–૯–૧૩ માત્રાઓ પર છે.

૩

હો મારી ગુજરાત! તારા ભક્તો, કવિઓ, જ્ઞાની :
તારા છપ્પનકોટિ દાની :
તારા ખંડેખંડ સુહવતા સાહસશૂરા પુત્ર સ્વમાની :
તુજ પુત્રીઓની કુરબાની :
તારી ફળફૂલવંતી કુંજોની શી જગતભરી મહેમાની!
હો મા! પૂજિયે નિત તુજ પાની!

૪

હો મારી ગુજરાત! સૌને સૌનો દેશ મુબારક!
તું તો સૌની છે ઉદ્ધારક :
તારાં ધર્મવચન પ્રભુપથનાં જગમાં છે નિત સત્યપ્રચારક,
પુણ્યપ્રકાશક, પાપવિદારક :
યુગયુગના ગમનાગમને સ્થિર ચળકે તું જાણે ધ્રુવતારક :
હો મા! તું તો વિસ્મયકારક!

૫

હો મારી ગુજરાત! તારો શો જગને સંદેશો!
કાપે સૌના આત્મનક્લેશો :
તેં તો દેવપ્રભાભર દીધા જગને કંઇ અદ્ભુત આદેશો :
જડહૃદયે તણખો જગવે શો!
તારો સાત્ત્વિક સંયમશીળો શૂરો મંત્ર જીવન ફૂંકે શો!
હો મા! ક્યારે અમ વિધિ કહેશો?

૬

હો મારી ગુજરાત! જે અમ છે તે છે સૌ તારું :
    તુજથી કેમ કશું રહે ન્યારું ?
સુખદુખસાગરમાં વહેતી અમ નૌકાનું તું બંદરબારું ;
    તુજ અંધારું પણ છે સારું :
અમ દમ હાસ્ય રુદન કે વિજય પરાજય—એ સૌ ચલિત હવારું :
    હો મા ! પ્યારું વતન હા ! પ્યારું !

૭

હો મારી ગુજરાત ! છાતી ઠોકી અમે સૌ કહીશું,
    સાચા ગુજરાતીઓ રહીશું !
લાખો કષ્ટ પડે અમ શિર પર પણ તે અડગ રહી સૌ સહીશું :
    તારી કીર્તિ અમારી નહીં શું ?
તુજ મટ્ટી ને શ્વાસ વહે અમ તનમાં તે તો શુદ્ધ જ વહીશું :
    હો મા ! જય જય તારી જ ચહીશું !

## ગુણગરવી ગુજરાત

• ઉલ્લાસિકા છંદ * •

કેમ તને હું ભૂલું?
તારું સ્મરણ સદા અણમૂલું :
તારી ગુણગરવી વાતો કરતાં હું પળપળ અંતર ફૂલું.
દુનિયા શોરબકોર મચાવે, ભરતી ઓટ વહે દિનરાત,
ધરણી ભેખ તિમિરનો ધારે, સ્વપ્ને પલકે તોય પ્રભાત;
તારી આંખો તારા જેવી જ્યાં ત્યાં નિરખી રહું રળિયાત :
હો મુજ ગુણગરવી ગુજરાત!

૨

ધીર, બહાદુર, ડાહી :
તુજને જીવનભર મેં ચાહી;
તારાં ગીત બધે ગાઈ ગવડાવી રંગ ભર્યો જગમાંહીં.
જંગલ જંગલ ફોડી ઘૂમતા તારા પુત્રો મંગલવેશ,
સાગર સાગર પર રહે ઊછળી તારાં સાહસ શૌર્ય હમેશ;
ખંડે ખંડ પ્રચંડ ખડકશા તુજ યશબોલ વદે સંદેશ :
હો મુજ ગુણગરવી ગુજરાત!

* આ છંદ નવો રચ્યો છે. ૧ લી પંક્તિ બાર માત્રાની, ૨ જી સોળ માત્રાની, ૩ જી બત્રીશ માત્રાની, ૪–૫–૬ ઠી એકત્રીશ માત્રાની તથા ૭ મી પંદર માત્રાની છે. ૧–૩–૫–૭ એમ એકી માત્રાએ તાલ છે. પણ ૨–૩–૪–૫–૬–૭ લીટીમાં પહેલી ચાર માત્રા પછી મહાતાલ આવે છે તે દર ૮–૮ માત્રાએ એટલે ૫–૧૩–૨૧–૨૯ માત્રાએ છે. એથી એનો લય સવૈયા એકત્રીશા–બત્રીશાથી જુદો પડે છે.

૩

પુર વન તુજ રઢિયાળાં,
તારાં સરવર નદ ને નાળાં,
લીલાલહેરે નિત્યવસંતભર્યાં તુજ ખેતર સૌ હરિયાળાં.
કુંજે કુંજ રહે તુજ ઝૂલી પુણ્યપ્રભાવ સમી ચોમેર,
ગિરિગહ્વરમાં તારા કેસરિયા ભડ ઘૂમતા ગર્જનભેર;
તારા યશમંદિરનો નભટોચે શો પૂગે ઘુમ્મટઘેર!
હો મુજ ગુણગરવી ગુજરાત!

૪

શો મહિમા જયવંતો!
તારા ધર્મધુરંધર સંતો;
તારા અમર સમરવીરો સુભટો ને રણશૂરા સામંતો.
તારાં કોયલ પોપટ મેના વન ઉપવનના ખોલે પ્રાણ,
તારા કવિગણની મધુરી રસઝરતી કાળયશસ્વી વાણ;
તારે આંગણ સાગર ગરજે, તારે દ્વારે જગકલ્યાણ:
હો મુજ ગુણગરવી ગુજરાત!

૫

કોણ કરે તુજ જેવું?
અમને ભવભવનું તુજ દેવું;
તારો પાડ નહીં પૂરાય કદી જીવન લાખે પણ એવું.
તારા વ્યોમવિશાળ હૃદયમાં સર્વ સમાયાં તારે સ્નેહ,
ભૂખ્યાં દુખિયાં દેશતજ્યાં બાળક સૌ પોષાયાં તુજ દેહ;
તારે મુખ શાં પુણ્ય પ્રકાશે, તારી આંખે અમૃતમેહ!
હો મુજ ગુણગરવી ગુજરાત!

૬

લાખેણી મુજ ભૂમિ!
તુજથી દૂર રહ્યો હું ઘૂમી:
જેવો તેવો ગુણહીણો હું તારા ચરણ રહું આ ચૂમી!
ઉરથડકે થડકે હું પૂજું, તુજને ચાહું શ્વાસેશ્વાસ,
મારો કુંભ ભરું કે ઠલવું: સૌ તુજ કાજે પ્રેમપ્રયાસ;–
તું મુજ હૃદયહુલાવણ પૃથ્વી, હું તુજ ચંદ્ર ભમું ચોપાસ!
હો મુજ ગુણગરવી ગુજરાત!

૭

કેમ તને શણગારું?
તારી કીર્તિ બધે વિસ્તારું;
મારાં સ્વપ્ન અકથ સ્વર્ગોથી ચૂંટી તુજ નયને નિર્ધારું!
પડ પડ જ્યમ આભે ઊઘડતાં દીપે રજનીની મહોલાત,
નવનવ નૂરથકી ત્યમ ભરશે યુગયુગ તુજ સંતાન સુજાત:
હું તે રંક તને શું આપું? મારુ જીવન છે તુજ, માત!
હો મુજ ગુણગરવી ગુજરાત!

## રળિયામણી ગુજરાત

• પૂનમ ચાંદની ખીલી પૂરી અહીં રે •

સુરકન્યા જેવી મારી ગુજરાત સોહામણી રે,
ઠળકે અઢળક એની લક્ષ્મીના અંબાર:
આવો, ઝીલવા સૌ એ ગુજરાતે રળિયામણી રે!

કોકિલકંઠી કુંજે ઝૂલે એ કોડામણી રે:
નીલમનીલી એની ઝાલરના ઝબકાર:
આવો, ઝીલવા સૌ એ ગુજરાતે રળિયામણી રે!

હરિયાળી મનને હરે, વનવન ખોલે પ્રાણ:
ફૂલફૂલના ઉલ્લાસમાં લળકે જગકલ્યાણ:

વીંટે લોલવિલોલ લતા તરુને લોભામણી રે,
એવી વીંટી રહે ભારતઉર એ નિરધાર:
આવો, ઝીલવા સૌ એ ગુજરાતે રળિયામણી રે!

સાગર ગરજે આંગણે, રસસરિતા ઉભરાય :
ગિરિગહ્વર સરવર ભર્યાં, ઉરઔદાર્યે સુહાય :

રૂપાળી રઢિયાળી કાલી હૃદયહુલામણી રે,
ધીરી વીરી સંયમી ડહાપણનો ભંડાર :
આવો, ઝીલવા સૌ એ ગુજરાતે રળિયામણી રે!

સ્નેહ, શૌર્ય ને ભક્તિના યુગયુગ ઉચરે મંત્ર :
ધર્મધરા સંતોતણી, કર્મધરા ય સ્વતંત્ર :

આવો, ઝીલિયે એની વિશ્વવિશાળ વધામણી રે,
એને ચરણે સો સો સફળ અદલ અવતાર :
આવો, ઝીલવા સૌ એ ગુજરાતે રળિયામણી રે!

# ગરવી ગુજરાત

• ધ્વનિત •

ગરવી ગુજરાત! અહા, મુજ જન્મભૂમિ!
વીર માત મીઠી વિરલા નર કૈકતણી!
મુજ જન્મભૂમિ!—નિત્ય એ પ્રિય શબ્દધ્વનિ
મધુરા ભણકાર કરે મુજ ઉર ઘૂમી!

પ્રિય માત! રીઝું તુજ પાય સદાય ચૂમી:
મુજ જીવનસાર્થક હું રહું એ જ ગણી;
શુભ હિન્દની વાડી! તુંમાં ભમી વેળ ઘણી
મધુરાં ફૂલડાં સૂંઘતો રહું રે ઝઝૂમી!

તુજ સુંદરતાનભમાં બહુ વાદળિયો
ચઢી આવી પસાર થતી બહુ વાર દીઠી,
પણ તુજ પ્રતાપપ્રકાશ નહીં ચળિયો,

તુજ પુણ્યપ્રભાવ જ એ, મુજ માત મીઠી!
તુજ વાડીતણાં ફૂલપાન વિષે ભળિયો
કરું ગાન, ન જે જગથી કદી જાય ફીટી!

## ગુજરાતની લીલા

• ધોળ * •

એ ટાણે ગુજરાતે રહેવું કેવું છે રૂડું!
જ્યારે નવરાત્રીમાં ગરબા રોજ ગવાય,
જ્યારે ગુર્જરસુંદરીનાં પરીઅંગો ડોલતાં
સ્વર્ગ ઉતારી દે ઠમકે તાળીમાં ત્યાંય!
એ ટાણે ગુજરાતે રહેવું કેવું છે રૂડું! ૧

વર્ષા ઊતરે ને જ્યાં આવે શરદ સુહામણી,
ભરભર છલકે સરવર ને સરિતાનાં નીર;
છલકી રહી ત્યાં નવઉલ્લાસે ને નવનૂરમાં
રસરમણે ઝીલવા ગુર્જરીઉર થાય અધીર!
એ ટાણે ગુજરાતે રહેવું કેવું છે રૂડું! ૨

આંગણુ આંગણુ રમઝટ જામી રહે ગરબાતણી,
નક્ષત્રોશી ફુદડી ફરતી સહિયર સર્વ;
સુંદર સોહાગે ભવશોભન ગુર્જર સુંદરી
ગુલપગલે ગરબા લેતી ગજવે રસપર્વ!
એ ટાણે ગુજરાતે રહેવું કેવું છે રૂડું! ૩

*"માતા જશોદા ઝૂલાવે પુત્ર પારણે,"—એ રાહ.

વૃક્ષે, વિટપે, કુંજનિકુંજે, વનમાં, ખેતરે,
 લોચન ભરતી લૂમેઝૂમે લીલા લાખ;
પાક્યાં જ્યાં સોનેરી તૂલ બધે ઝૂલી રહે,
 એવી લીલાભર ગુર્જરી ઠારે સહુ આંખ!
 એ ટાણે ગુજરાતે રહેવું કેવું છે રૂડું! ૪

લક્ષ્મીનાં પગલાં નવધાન્યે નવકુસુમે પડે,
 છલછલ છલકી રહે કુદરતકેરી રસછાબ;
કાવ્યે ગીતે નૃત્યે સરસ્વતી આરાધતી
 ગરબે ઘૂમતી ગુર્જરી વેરે કંઠગુલાબ!
 એ ટાણે ગુજરાતે રહેવું કેવું છે રૂડું! ૫

ખીલે પચરંગી ગુલબાસ અને બપોરિયા,
 શોભે કાસતણી માંજર નવધવલે રંગ;
હીંચે સરવરમાં રાતાં કમળો ને પોયણાં,
 ગાજે ગુર્જરીના ત્યાં ગરબા કલાપ્રસંગ!
 એ ટાણે ગુજરાતે રહેવું કેવું છે રૂડું! ૬

માણેકઠારી પૂનમે દૂધપૌઆ ને ચાંદની,
 દશરાને કુંકુમ દેવીના આશીર્વાદ;
મંગલ પર્વે પર્વે ઊતરે શા રસપૂજને
 મોંઘા ગુર્જર સુંદરીના સૌંદર્યપ્રસાદ!
 એ ટાણે ગુજરાતે રહેવું કેવું છે રૂડું! ૭

ધરતીનો સોહાગ સુભગ ભારતનો બાગ આ,
 નંદનવનનું આંગણુ, પરીઓની રસકુંજ!
ગુર્જર સુંદરીની જ્યાં ઊડે ચોગમ ચાંદની,
 વરસે દેવોનાય અદલ ત્યાં ફૂલનપુંજ!
 એ ટાણે ગુજરાતે રહેવું કેવું છે રૂડું! ૮

## હો ગુજરાત! હો ગુજરાત!

• વીરવિજય છંદ* •

જયજય મારા ગુર્જર વીરો!
આવો રંક ફકીર અમીરો! આજે દિન ઊગ્યો રળિયાત;
ઘોઘ પ્રકાશતણા ઝીલીને ઝગમગતી કરવી મ્હેલાત:
હો ગુજરાત! હો ગુજરાત! ૧

આજે લેશો શું તમ સાથે?
શૌર્ય વસે હૃદયે કે બાથે?—તેજ છતાં બુઠ્ઠી તરવાર;
ફેંકી દો સહુ બુઠ્ઠાં શસ્ત્રો, સજો હૃદયનાં નવહથિયાર!
હો ગુજરાત! હો ગુજરાત! ૨

હોય વિલંબ હવે શો ઠાલો?
ધપતા ધપતા આગળ ચાલો: અગ્ર રહી ઘૂમવું છે આજ;
ધજા રહી છે આ તમ કરમાં, ને ભારતની અમુલખ લાજ!
હો ગુજરાત! હો ગુજરાત! ૩

---

*આ છંદની નવીન રચના વીરરસને અનુકૂળ આવે તેવી રીતે કીધી છે. ચરણાકુળ અને ચોપાઇનાં ચરણો મેળવતાં સવૈયા એકત્રીશા થાય છે. આ નવીન છંદનું પહેલું ચરણ ચરણાકુળનું, બીજું અને ત્રીજું ચરણ સવૈયાનું તથા ચોથું ચરણ ઉધોરનું છે. એવી રીતે એક જ વર્ગના છંદોનો મેળ આ છંદમાં સ્વાભાવિકપણે થયેલો છે.

નથી રુધિર રેલવવાં કોનાં;
નથી હૃદય ચીરી અરિઓનાં નિજ હૃદયો કરવાં પ્રભુભંગ;
નથી વિજયના રંગ રુધિરમાં જ્યાં જનરક્ત ભરે ઉરગંગ:
હો ગુજરાત! હો ગુજરાત! ૪

પ્રેમ વસે ત્યાં દ્વેષ રહે ક્યાં?
આકાશે અંધાર વહે ક્યાં, જ્યાં દિનકરનો થાય પ્રકાશ?
જ્ઞાનદીપ સળગ્યો જ્યાં અંતર ત્યાં અજ્ઞાનતણો છે નાશ;
હો ગુજરાત! હો ગુજરાત! ૫

મરદાની મુજ ગુર્જર વીરા!
કાર્યધુરંધર, શૂર, અધીરા! મુખ યૌવનનો ગર્વપ્રતાપ;
અંગ રુધિર ઊછળે નભ અડતાં; ભરો હરોલે હર્ષ અમાપ!
હો ગુજરાત! હો ગુજરાત! ૬

ભૂત બધું પાછળ છે મૂક્યું—
આજ ઉરે નવજીવન ફૂંક્યું, દુનિયા બધે નવી દેખાય;
નવઆશે નવહાસ્યે ધસવા આજે પાદ અધીરા થાય;
હો ગુજરાત! હો ગુજરાત! ૭

મુખી પડ્યા કે હઠ્યા પછાડી?
ધસો ધજા લો હાથ ઉપાડી, ફરકાવ્યા જાઓ ધુનભેર:
ધર્મભાર શૂરો જ વહે એ—એક પડે ત્યાં ઊઠે તેર!
હો ગુજરાત! હો ગુજરાત! ૮

કોણ વિકટ પથ કહી ડરાવે ?
પર્વતપરથી કૂદી હાવે સાગરને બાંધીશું બાથ ;
જંગલ તોડી મંગલ કરશું, ગંગ વહાવી દઇશું હાથ !
હો ગુજરાત ! હો ગુજરાત ! ૯

આપણુ ગુણગરવા ગુજરાતી !
કૃષ્ણધરા અદ્દભુત મદમાતી, ભારતયુદ્ધ જીતે ભડવીર ;
સાહસ, શૌર્ય, અડગ શ્રમથી જે થળથળમાં ગાજે રણધીર ;
હો ગુજરાત ! હો ગુજરાત ! ૧૦

આવો નવરસના રઢિયાળા !
ગિરિગહ્વરમાં ભરી ઉછાળા કેસરિયાશું રમતા બાળ !
વાઘમૂછ પકડીને ફરતા કાઠી ઘોડીના રખવાળ !
હો ગુજરાત ! હો ગુજરાત ! ૧૧

તીર્થે તીર્થે શુચિતા સ્થાપી :
અરવી સાબરમતી ને તાપી, ભરે નર્મદા નવનવ નૂર ;
ગુણી ગોમતી, સરસ્વતી ને દમણગંગાનું જળ શૂર !
હો ગુજરાત ! હો ગુજરાત ! ૧૨

છે અદ્દભુતતા એ કંઇ જૂદી !
પશ્ચિમસાગરનાં જળ કૂદી ઊછળી ગગન કસે નિજ જોમ ;
વિંધ્ય અને ગિરનાર દિશા બે ઊભી ઝીલે પડતું વ્યોમ !
હો ગુજરાત ! હો ગુજરાત ! ૧૩

એવાં હો ગુર્જર સંતાનો!
હિંદુ, પારસી, મૂસલમાનો, ખ્રિસ્તી, બૌધ કે જૈન ચહેલ!
ભુજશું ભુજ ભીડીને આવો: એક જ પ્રેમતણી છો વેલ!
હો ગુજરાત! હો ગુજરાત! ૧૪

અહો અડગ બાંધવ ટેકીલા!
દ્વેષ વિષે બનવું નવ વીલા; દ્વેષ કદી નવ આપે જીત;
અંતરરિપુનો કરો પરાજય પ્રથમ અખંડ ધરી ઉર પ્રીત!
હો ગુજરાત! હો ગુજરાત! ૧૫

દ્વેષે શું રહેશો અથડાયા?
હજાર વર્ષતણી જડમાયા પડી હૃદયમાં છે પથરાઈ,
ઉકેલતાં પરદોષ ઉરે તો નિજ અંધાર વધે ધૂંધવાઈ;
હો ગુજરાત! હો ગુજરાત! ૧૬

લોચનના પડદા દો ખોલી!
ભૂત બધાં ઉર ખાતાં ફોલી તેને પ્રથમ કરો બળહીન;
સ્વાત્મબળે, હો ગુર્જર વીરા! થવું આપણે છે સ્વાધીન!
હો ગુજરાત! હો ગુજરાત! ૧૭

રહેવું શુદ્ધ વચન મન કર્મે:
સાર એ જ દીઠો સહુ ધર્મે, તો ક્યમ થઈએ પતિત નિદાન?
પ્રેમ તહીં ધિક્કાર રહે નહિ: ધિક્કારે નહિ પ્રભુનું સ્થાન.
હો ગુજરાત! હો ગુજરાત! ૧૮

એવા શુદ્ધ બનીને આવો !
પછી અડગ તમ પાય ઉઠાવો, હજાર હાથીનું ત્યાં જોર ;
જય કુંકમનાં પડશે પગલાં ડગલે ડગલે ઠોરે ઠોર :
હો ગુજરાત ! હો ગુજરાત ! ૧૯

રે આ થાય બધે અજવાળાં !
ઊઘડ્યાં પુણ્યપ્રભાત રસાળાં ! ઊઘડ્યાં ભાગ્ય ભલેરાં દેશ !
રણશિંગાં ફૂંકાય ફરી આ : કર્મવીર ! હઠશો નવ લેશ !
હો ગુજરાત ! હો ગુજરાત ! ૨૦

સ્વપ્ન ફળે જુગજૂનાં સાચે :
દેવ ફિરસ્તા ઊતરી રાચે, પયગમ્બર ને પીર અનેક !
સગાઇ સ્વર્ગતણી ભૂલેલી દૃઢ બંધાશે ફરી સટેક !
હો ગુજરાત ! હો ગુજરાત ! ૨૧

કુંકમથાળ અનેરી લાવો !
પત્નીઓ, પુત્રીઓ, આવો ! માતાઓ, ભગિનીઓ સર્વ !
અમ પડખે ઊભીને રાખો ગરવી ગુજરાતણુનો ગર્વ !
હો ગુજરાત ! હો ગુજરાત ! ૨૨

જય જય મારા ગુર્જર વીરા !
આજ અધીરા ઉરના ચીરા જીવનને જાણે નહિ જોખ ;
મરવું તો શૂરાને ગરવું : કાયર ખોળે ઘરના ગોખ :
હો ગુજરાત ! હો ગુજરાત ! ૨૩

શ્વેત ધજા ભારતમાં રોપો!
થાશે પુષ્પ વરસતી તોપો, શસ્ત્રો સહુ શણગાર સ્વરૂપ;
જગબંધુત્વ ભણી તમ દ્વારે દુનિયા થશે નવીન અનૂપ!
હો ગુજરાત! હો ગુજરાત! ૨૪

ધન્ય ધન્ય મોહનની લીલા!
પુણ્યભર્યાં પ્રભુપાદ રસીલા ઘરઘર ભરે નવીન પ્રભાત:
સત્વર વીરા! પડો મોખરે, ગજવો જય જય ભારતમાત!
હો ગુજરાત! હો ગુજરાત! ૨૫

# સૌની પ્હેલી ગુજરાત!

• અગ્નિશિખા છંદ* •

૧

કાળાં ઘોર ચડ્યાં જ્યાં વાદળ ઘેરી અંતર ને આકાશ,
ભર વંટોળ બધે ફૂંકાયા જાણે કરતા સર્વવિનાશ;
ભેરી મૃત્યુતણી જ્યાં વાગી,
સૌ ભય પામી જતાં જ્યાં ભાગી,
ત્યાં આ કોણ પ્રથમ ઝૂકવવા ઊઠ્યું ત્યાગી આશનિરાશ?
કોણે હોમાવી નિજ જાત?—
સૌની પ્હેલી ગુજરાત!
સૌની પ્હેલી ગુજરાત!
ગુજરાત જ રે ગુજરાત!

---

*આ છંદ નવો રચ્યો છે. ૧–૨–૫ ચરણો ૩૧ માત્રાનાં છે, અને ૧–૩–૫ એમ એકી માત્રાએ સાધારણ તાલ આવે છે, પણ એ સવૈયા જેવાં બોલાતાં નથી, કેમકે એમાં ૨૦ માત્રા પછી યતિ આવે છે, અને ૫–૧૩–૨૧ ને ૨૯ માત્રાએ મહાતાલ ઠોક સાથે આવે છે, એટલે પહેલી ૪ માત્રામાં સંધિ પછી ૮–૮ માત્રાના ૩ સંધિ ને છેલ્લો સંધિ ૩ માત્રાનો આવે છે. આથી આ છંદનો લય સવૈયા એકત્રીશાથી તદ્દન જુદો પડે છે. ૩–૪ ચરણો ૧૬ માત્રાનાં છે, તથા ૬ઠું ચરણ ૧૫ માત્રાનું છે, ત્યાં પણ તાલ–મહાતાલ એમ જ આવે છે. ૭–૮–૯ ચરણો ૧૩ માત્રાનાં છે, ત્યાં મહાતાલ ૩ જી ને ૧૧ મી માત્રાએ છે.

૨

જ્યારે ભડભડતી ભઠ્ઠીમાં બળતું નભ ધરણીની સાથ,
જ્યારે શીશ ધડાધડ ફૂટતાં જ્યાં ત્યાં દાનવદળને હાથ;
જ્યારે અન્ય ઊભાં મુખ ભીને,
ત્યારે ભય સૌ ઘોળી પીને
કોણે ત્યાં નિજ આહુતિ આપી ભીડી ભીષણ આતમબાથ,
ને દીપાવી નિજ મહોલાત?—
સૌની પહેલી ગુજરાત!
સૌની પહેલી ગુજરાત!
ગુજરાત જ રે ગુજરાત!

૩

દેશે યજ્ઞ જળાવ્યો દિલમાં ત્યારે લાગ્યું સર્વ સ્મશાન,
મંદિર મેડી ભૂમિ તજીને જીવતાં સૂવું કબરસ્તાન:
એવા ત્યાગ કડક જ્યાં માગ્યા,
ત્યારે કોના ખેડૂત જાગ્યા?
કોણે દંગ કીધી દુનિયાને દઇ નિજ તનમનધનનાં દાન?
એવી કોણ કરે ખેરાત?—
સૌની પહેલી ગુજરાત!
સૌની પહેલી ગુજરાત!
ગુજરાત જ રે ગુજરાત!

૪

કોણે વાઘતણા મુખમાં મૂક્યો નિજ હાથ નિડર ભરટેક?
કોણે કારાગૃહ સ્વીકાર્યું હસતે મુખ કરતાં અહાલેક?
કોણે સત્ય અહિંસા માટે
ઝીલ્યા ઘા જ્યાં પથ્થર ફાટે?
કોનાં નરનારી ને બાળક ઊભાં વીર બની પ્રત્યેક?
કોણે અસુર કીધા સૌ મહાત?—
સૌની પહેલી ગુજરાત!
સૌની પહેલી ગુજરાત!
ગુજરાત જ રે ગુજરાત!

૫

કાયર, ડરકણુ, બીકણુ, ભીરુ: હાકે ધ્રૂજતાં જેનાં હાડ;
નબળા, ઢીલા, પોચા, જડસા: સહેજે તૂટતી જેની નાડ:
એવા સૌમાં જે બોલાતા,
એવા પુત્રતણી જે માતા,
તેણે એ પુત્રોની સાથે કેવી પ્રથમ પડાવી ત્રાડ?
કોણે કીધી પ્રાણુબિછાત?—
સૌની પહેલી ગુજરાત!
સૌની પહેલી ગુજરાત!
ગુજરાત જ રે ગુજરાત!

૬

પ્યાલાં ઝેરતણાં છે પીવાં મૌન મુખે ધારી વ્રતઘોર,
વહાલાં સ્વજન જવાં છે છોડી કરી નિજ અંતર વજ્રકઠોર :
ભારતઝંડાને જાળવવા,
જગમાં શાંતિસુધા ઢાલવવા,
કોણ કૂદી પડશે આગળ ધરી ભારતભાગ્યતણી કરદોર?
છે એ કોણ વીરોની માત?—
સૌની પહેલી ગુજરાત!
સૌની પહેલી ગુજરાત!
ગુજરાત જ રે ગુજરાત!

૭

વાગે ડંકા સમરાંગણમાં કરતા ચેતનના રણકાર,
જાગે જ્વાળ પ્રલયની જ્યારે સુણતાં મુક્તિતણા ટંકાર;—
જ્યારે આતમકુંદન તાવી
જ્યોતિ ભરે ભારતનું ભાવી;
ભરભર ભાદરવાનાં પૂર સમાં ત્યાં ધસવા તેણી વાર
ઝુકવે કોણ અદલ ભલી ભાત?—
સૌની પહેલી ગુજરાત!
સૌની પહેલી ગુજરાત!
ગુજરાત જ રે ગુજરાત!

## સદાકાળ ગુજરાત*

• રાગ આસાવરી–લાવણી •

૧

જ્યાં જ્યાં વસે એક ગુજરાતી, ત્યાં ત્યાં સદાકાળ ગુજરાત!
જ્યાં જ્યાં ગુજરાતી બોલાતી, ત્યાં ત્યાં ગુર્જરીની મહોલાત.

ઉત્તર દક્ષિણ પૂર્વ કે પશ્ચિમ,
જ્યાં ગુર્જરના વાસ;
સૂર્યતણાં કિરણો દોડે ત્યાં
સૂર્યતણો જ પ્રકાશ :
જેની ઉષા હસે હેલાતી, તેનાં તેજપ્રફુલ્લ પ્રભાત!
જ્યાં જ્યાં વસે એક ગુજરાતી, ત્યાં ત્યાં સદાકાળ ગુજરાત!

૨

ગુર્જર વાણી, ગુર્જર લહાણી,
ગુર્જર શાણી રીત;
જંગલમાં પણ મંગલ કરતી
ગુર્જર ઉદ્યમપ્રીત :
જેને ઉર ગુજરાત હુલાતી, તેની સુરત્ન તુલ્ય મિરાત;
જ્યાં જ્યાં વસે એક ગુજરાતી, ત્યાં ત્યાં સદાકાળ ગુજરાત!

* સન ૧૯૨૬ માં ભરાયેલી 'ગુજરાતી સાહિત્ય પરિષદ' ટાંકણે લખાયેલું અને ગવાયેલું.

૩

કૃષ્ણ, દયાનંદ, દાદા કેરી
પુણ્યવિરલ રસભોમ ;
ખંડ ખંડ જઇ ઝૂઝે ગર્વે —
કોણ જાત ને કોમ !
ગુર્જર ભરતી ઊછળે છાતી, ત્યાં રહે ગરજી ગુર્જર માત ;
જ્યાં જ્યાં વસે એક ગુજરાતી, ત્યાં ત્યાં સદાકાળ ગુજરાત !

૪

અણકીધાં કરવાનાં કોડે,
અધૂરાં પૂરાં થાય ;
સ્નેહ, શૌર્ય ને સત્યતણા ઉર
વૈભવરાશ રચાય :
જયજય જન્મ સફળ ગુજરાતી ! જયજય ધન્ય અદલ ગુજરાત !
જ્યાં જ્યાં વસે એક ગુજરાતી, ત્યાં ત્યાં સદાકાળ ગુજરાત !

## હલ્દીઘાટનું યુદ્ધ*

અથવા

શૂરા બાવીશ હજાર

• દ્વિવ્ય •

"વીરા! ચાલો ઝટ રણમાં,
કાઢો તાતી તલવાર!
હર હર હર નાદે ઘૂમતા
કરિયે અરિનો સંહાર!
રણધીરા હે રજપૂતો,
મુજ અંગતણા શણગાર!
રે ચાલો હલદીઘાટે,
શૂરા બાવીશ હજાર! 1

વીરા! શું શૌર્ય ગયું છે?
શું રજપૂત થશે ગુલામ?
મેવાડ પરાધીન બનશે?
શું જશે શિશોદિય નામ?—
નહિ, નહિ, નહિ! રણમાં ચાલો,
ઝળકાવો તમ હથિયાર!
રે ઘૂમો રાણા સાથે
શૂરા બાવીશ હજાર! 2

"વીરા! તમ આજે રણમાં
વહેશે અસ્ખલિત પ્રવાહ;
રજપૂત ગૌરવ હજી પણ છે,
તે જોશે અકબરશાહ!
રે આજ પ્રતાપ પ્રતાપે
ઘૂમી રહેશે રણ મોઝાર,
ને સાથે ઝૂઝશે તેના
શૂરા બાવીશ હજાર!" — ૩

ગર્જન કરી એમ પ્રતાપે
ઝૂકાવ્યું રણે શરીર;
હોંકાર કરી ત્યાં ઊછળ્યા
રાઠોડ, શિશોદિય વીર,
ચંદાવત, સંગાવત ને
ઝાલા, ચોહાણ, પ્રમાર; —
રિપુને હણવાને કૂદ્યા
શૂરા બાવીશ હજાર! ૪

મોગલ યુવરાજ સલીમ ને
અંબરપતિ મહાવીર માન
લઇ સૈન્ય અસંખ્ય જ ઊભા
કંઇ સિંધુતરંગ સમાન!

પણ મૃગટોળામાં કૂદે
વનરાજ કરી હોંકાર,
ત્યાં કૂદ્યા તેમ પ્રતાપી
શૂરા બાવીશ હજાર! ૫

ધડ ધડ ધડ થાય ધડાકા
ખૂબ તોપતણા ચોપાસ,
કડ કડ કડ તૂટી પડતું
નીચે આવે આકાશ!
તેને ન જરા ગણકારી,
ધરી અંતર શૌર્ય અપાર,
ત્યાં મૃત્યુમુખે હોમાતા
શૂરા બાવીશ હજાર! ૬

આજે નથી પાછું ફરવું,
સમરાંગણ છે અવસાન;
રિપુને હણવું કે મરવું:
છે એ જ અમારી લહાણ!—
એવું કહી સહુ ઝૂકાવી
મોગલને મારે માર;
રે રેલ સમા ત્યાં રેલે
શૂરા બાવીશ હજાર! ૭

રણવીર પ્રતાપ ઘૂમી ત્યાં
    કરતો રણનાદ પ્રચંડ,
એનું આજ પ્રકાશિત કીધું
    રણમાં નિજ શૌર્ય અખંડ!
બેલી અસિધાર ધસ્યો તે
    ખુદ સલીમ હતો જે ઠાર;
હર હર હર કરતા ગરજ્યા
    શૂરા બાવીશ હજાર! ૮

આકાશ ધરા ત્યાં કંપ્યાં,
    ડોલ્યાં ચૌદે બ્રહ્માંડ!
રણક્ષેત્રે આરંભાયો
    શો ભીષણ હત્યાકાંડ!
ઢગના ઢગ વીરો પડતા,
    નહિ શબનો કાંઈ સુમાર;
લડતા અગણિત મોગલ ને
    શૂરા બાવીશ હજાર! ૯

માર્યા રક્ષક ને મહાવત
    રાણાએ રાખી રંગ,
ને સલીમતણા ગજ પર ત્યાં
    નિજ અશ્વે મારી છલંગ!

પણ ગજ નિજ પતિને લઈને
ત્યાંથી નાઠો તે વાર;
રાણા સહ પાછળ દોડ્યા
શૂરા બાવીશ હજાર! ૧૦

"અલ્લા હો અકબર" કરતા
ત્યાં કૂદ્યા મોગલ સર્વ;
નથી ભીરુ બન્યા હજી કાંઈ,
નહિ રણમાં ખોશે ગર્વ;
ત્યાં ફરી વળી ચોપાસે,
કીધો પ્રભુનો ઉદ્ધાર,
ને ઘેર્યા રાણા સાથે
શૂરા બાવીશ હજાર! ૧૧

પણ વીર્ય અપૂર્વ જ કાંઈ
છે પ્રતાપકેરું આજ!
એકલડો સૌની વચ્ચે
તે ઘૂમી રહ્યો સિંહરાજ!
અર્જુનશું આજે તેનો
યશ પામ્યો છે વિસ્તાર!
હા ધન્ય પ્રતાપ! અને તુજ
શૂરા બાવીશ હજાર! ૧૨

એ યુદ્ધથકી ત્રણ વેળા
    રજપૂત યોદ્ધા દઇ પ્રાણ,
ઉગારી લાવ્યા બળથી
    નિજ રાણાને નિર્વાણ;
પણ જોઇ વીરો નિજ પડતા,
    ફરી ભેદી ધસ્યો અરિહાર!
નહિ જાણ્યું હવે નથી સઘળા
    શૂરા બાવીશ હજાર! ૧૩

અતિ રોષે મોગલસૈન્યે
    ઘેર્યો રાણાને ત્યાંય,
ઝબઝબઝબ ચપળા જેવી
    ચમકી અસિયો રણમાંય!
જાણે ન પ્રતાપ હવે કંઇ
    મોગલથી બચે લગાર,
નથી રહ્યા હવે સહુ તેના
    શૂરા બાવીશ હજાર! ૧૪

એ સ્થિતિ રાણાની જોઈ
    ઝાલાપતિ લઇ નિજ વીર,
શિર છત્ર પ્રતાપનું મૂકી
    રણમાં દોડયો રણધીર!

દિલ્લીશ્વર કેરું ઊલટ્યું
ત્યાં સૈન્ય અગણુ વિસ્તાર:
રે ટપટપ ધરણી ઢળતા
શૂરા બાવીશ હજાર! ૧૫

પણ રિપુને હણતા પહોંચ્યા
વીર રજપૂત રાણા પાસ,
છોડાવી મૃત્યુમુખેથી
લાવ્યા રજપૂતની આશ!
પણ ઝાલાવીર પડ્યો ત્યાં,
નિજ ધર્મ બજાવી સાર,
ને રત્ન[૧] સહસ્ર ગુમાવ્યા
શૂરા બાવીશહજાર! ૧૬

ધડ ધડ ધડ થાય ધડાકા
ખૂબ તોપતણા ચોપાસ,
કડ કડ કડ તૂટી પડતું
નીચે આવે આકાશ!
એ સૈન્ય અસંખ્ય વીંધીને
નીકળ્યા રજપૂતો બહાર:
નહિ ફર્યા અરે કંઇ સઘળા
શૂરા બાવીશ હજાર! ૧૭

---

૧ વીરરત્ન. એનો બીજો અર્થ ચૌદ પણ થાય છે. આ લડાઇમાં ચૌદ હજાર રજપૂતો માર્યા ગયા હતા.

રાણાએ તે દિન અંતે
    છોડ્યું રણ હલદીઘાટ,
પણ જગતે જોયો તેની
    શૂરી અસિનો ચળકાટ!
નથી ભારતજન કદી ભૂલ્યા
    એ યુદ્ધતણા ભણકાર,
સહુ સ્મરે પ્રતાપ અને તે
    શૂરા બાવીશ હજાર! ૧૮

હા ધન્ય વીરા રજપૂતો!
    છે ધન્ય જ તમ અવતાર!
શું કીર્તિ તમારી જગમાં
    કદી કરમાશે પળવાર?
ઘરઘર અહીં હરનિશ ગાશે
    તમ શૌર્યગીતો નરનાર!
રે ધન્ય પ્રતાપ અને હો
    **શૂરા બાવીશ હજાર!** ૧૯

## વીરાંગના કર્મદેવી

• ખંડ હરિગીત •

૧

અંગના !
વીરાંગના !
કર્મદેવી વીરાંગના !
સ્ત્રીધર્મદેવી વીરાંગના !
લાવણ્યમયી રમણી બની શું આજ માણી વીરાંગના ?
ક્યાં કુમુદની
કોમળ બની,
ક્યાં શુશ્ર તે કાંટાભર્યો ?
આ રંગ શો ન્યારો ધર્યો,
હો રજપૂતાણી વીરાંગના ?
ચંદા તપે રવિશું અરે, વીરાંગના ?
ઊકળે અમીસરિતા ખરે, વીરાંગના ?
ક્યાં ચાલી, હો વીરાંગના ! કર ઝાલી આ તરવારને ?
શું રસિક લલના યુદ્ધ ઝૂઝે કાજ દેશોદ્ધારને ?

૨

અંગના!
વીરાંગના!
કર્મદેવી વીરાંગના!
રિપુકાલ જેવી વીરાંગના!
મધુરી, રસીલી, શાંત કાંતા આજ એવી વીરાંગના?
રંગમહેલ સુખાસને
સુવતી રસમાં ખેલતી,
તજી સર્વ વિલાસને
તે યુદ્ધક્ષેત્રે રેલતી
આ ચાલી કેવી વીરાંગના?
ક્યાં કંકણો આભૂષણો, વીરાંગના?
ક્યાં સાજ આ યોદ્ધાતણો, વીરાંગના?
તે ગાન મધુરું આજ આ બદલાય શું વીરહાકમાં?
વીરાંગના! તુજ હૃદય ગુંજે રિપુદમનના રાગમાં?

૩

અંગના!
વીરાંગના!
કર્મદેવી વીરાંગના!
દૃઢ દુર્ગ જેવી વીરાંગના!
શૌર્યસંજીવની, ઉગ્ર, પ્રભાવિશાલ વીરાંગના!

ઉન્મત્ત સરિત ધસી
જળ પૂર્ણવેગ ઘુમાવતી,
નિજ બળ પ્રચંડ કસી
સાગર ગગન ઉછળાવતી:
એવી કરાળ વીરાંગના!
મેવાડ શું પરતંત્ર થાય, વીરાંગના?
શું વીરભૂમિકળી ખુંદાય, વીરાંગના?
શું યવનકિંકર કુતુબુદ્દિન જયધ્વજા ઊડાવશે,
જ્યાં સમરસિંહતણી શૂરી સિંહણુ સમર ધ્રૂજાવશે?

૪

અંગના!
વીરાંગના!
કર્મદેવી વીરાંગના!
હો વિરલપ્રતિમા વીર્યગંગ વીરાંગના!
રણમાં ચઢ્યો,
શૂરો પડ્યો
પૃથુ સાથ પતિ મેવાડનો;
પુણ્ય ભૂમિ
ધૂળ ચૂમી
ખમે કંઇ કંઇ તાડનો,
ત્યાં શો નવીન ઉપાડનો
તું ભરે રંગ, વીરાંગના!—

શું દેશનો સૌભાગ્યભાનુ ડૂબી જશે ?
વીરાંગના ! શું અંધજાળ ઊભી થશે ?—
ના, રજપૂતાણી નહિ ડરે !
શો ઓટનો તે નીરવ સાગર ઊછળતો ઊલટે અરે !
વીરાંગના ! આંબેરમાં તુજ કીર્તિકેતુ જ ફરફરે !

૫

અંગના !
વીરાંગના !
કર્મદેવી વીરાંગના !
શુચિધર્મદેવી વીરાંગના !
મહાશક્તિપ્રકાશિની વીરાંગના !
દેશપ્રેમવિલાસિની વીરાંગના !
બળવંત રિપુ રગદોળનારી મહાભાવ વીરાંગના !
રિપુવિલયથી,
તુજ વિજયથી,
તેરમી સદી ઝળહળી :
સૌભાગ્યરવિ ત્યાં નીકળી
લે હાસ્ય લહાવ, વીરાંગના !
સાગર ભલે ભૂમિને ગળે, વીરાંગના !
તુજ કીર્તિ અક્ષય ના ચળે, વીરાંગના !
અમ ભૂતશૌર્ય તુંમાં મળે, વીરાંગના !
રે તુજ પરાક્રમની ગીતા ઘરઘર ગવાશે ભારતે !
વીરાંગના ! તુજ પ્રાણમંત્રો ઘૂમજો નિત આરતે !

# વીરબાળક બાદલ

• પુનરાવળી છંદ* •

૧

અલાઉદ્દિન ખિલજી જવ આવ્યો,
ચિતોડને જીતવા દળ લાવ્યો,
વીર્યપ્રતાપ અખંડ બતાવ્યો
　　એવો કોણ હતો નરવીર?
કોની આજ કથા તે કરિયે,
કોનાં ગાનથકી ઉર ભરિયે,
કોની પ્રતિમા નજરે ધરિયે,
　　કોણ હતો એવો રણધીર?

*આ છંદ નવો રચ્યો છે. એની એક કડીમાં સોળ પંક્તિઓ આવે છે અને આઠ આઠ પંક્તિના બે વિભાગ પડે છે. પહેલા વિભાગમાં ૧–૨–૩–૫–૬–૭ પંક્તિઓ ચરણાકુળ છંદના માપની છે, અને ૧–૨–૩ના તથા ૫–૬–૭ ના ત્રણ ત્રણ પ્રાસ મળે છે. ચોથી અને આઠમી પંક્તિ ચોપાઈની છે, ને તે બેના પ્રાસ મળે છે. બીજા વિભાગમાં ૧–૩–૫–૬–૭ ચરણકુળના માપની છે, ૨–૪ પંક્તિમાં ૧૪–૧૪ માત્રા છે, અને ૧–૩–૫–૮–૧૦–૧૨ માત્રાએ તાલ છે, અને સાતમી માત્રા પછી યતિ છે. પણ આ બીજા વિભાગની રચનામાં ખાસ પ્રોત્સાહનને માટે એવી યુક્તિ છે કે પહેલી ને ત્રીજી લીટીઓ પાંચમી ને છઠ્ઠી તરીકે પાછી બેવડાય છે, અને સાતમી નવી લીટી તેમાં ઉમેરાઇને ત્રણ પ્રાસ પૂરા થાય છે, અને આઠમી લીટી ચોપાઇની આવે છે.

બાર વસંત ન દીઠી પૂરી,
બાદલવીર ! બાદલવીર !
કોમળ જેની કાંતિ મધુરી,
બાદલવીર ! બાદલવીર !
બાર વસંત ન દીઠી પૂરી,
કોમળ જેની કાંતિ મધુરી,
અદ્‌ભુત તે શી પ્રતિમા શૂરી
રણ શોભાવે બાદલવીર !

૨

ચિતોડના બાળકનૃપ પક્ષે,
ભીમસિંહ બાંધવસુત રક્ષે,
તેની લલિતા રંભા લક્ષે
યવનેશ્વર મોહી થઇ પૂર ;—
અલાઉદ્દિન ઘેરો લઇ આવ્યો,
નહિ નિજ આશ વિષે કંઇ ફાવ્યો ;
છળકપટે ભીમસિંહ બંધાવ્યો :
રમણી દે તો છૂટે શૂર !

શું રજપૂતાણી યશ ખોશે ?
બાદલવીર ! બાદલવીર !
શું વીર ભ્રષ્ટ કુસુમ એ જોશે ?
બાદલવીર ! બાદલવીર !

શું રજપૂતાણી યશ ખોશે?
શું વીર ભ્રષ્ટ કુસુમ એ જોશે?—
ના, ના, શૂર પડ્યા ના રોશે!
હાક પડાવે બાદલવીર!

3

અલ્લાઉદ્દિન ગર્વે નિજ ડૂલે,
એવે કંઇ સુણતાં ઉર ફૂલે,
ચિતોડની પદ્મિની ત્યાં ઝૂલે
દ્વારે નિજ દાસીઓ સાથ:
ડોળીઓ શતસમ પધારી
યવનમુકામ સમીપ ઉતારી,
રમણી સાટે રણવીર ભારી
નીકળ્યા અસિ ફેરવતા હાથ!

ગોરા કાકાશું ત્યાં ઘૂમે,
બાદલવીર! બાદલવીર!
થઇ રજપૂતસરદાર ઝઝૂમે,
બાદલવીર! બાદલવીર!
ગોરા કાકાશું ત્યાં ઘૂમે,
થઇ રજપૂતસરદાર ઝઝૂમે,
રિપુદળ ધૂળ પળેપળ ચૂમે:
રણ ધ્રૂજાવે બાદલવીર!

૪

હથિયારે વીજળીઓ ચમકે,
રણગગડાટે ધરણી ધમકે,
વીર બાળક અશ્વે ત્યાં ઠમકે,
ન ગણે ઘા નિજ સૌમ્ય શરીર !
ગોરો ભૂમિ પડયે ના ખાંચ્યો,
ભીમસિંહ મુક્ત કરીને રાચ્યો,
બળવંતા અરિને શિર નાચ્યો :
વિજયી આવ્યો બાદલવીર !

માતાએ ચુંબ્યો લઇ ખોળે,
બાદલવીર ! બાદલવીર !
દુનિયા ચક્ષુ વીરત્વે ચોળે !
બાદલવીર ! બાદલવીર !
માતાએ ચુંબ્યો લઇ ખોળે,
દુનિયા ચક્ષુ વીરત્વે ચોળે !
ભારત ગર્વે હૃદય હિંચોળે :
ફરી ક્યાં લાવે બાદલવીર ?

# પુરોહિતની રાજભક્તિ

• અનુષ્ટુપ્ •

"રાજપુત્ર હું છું ત્યાં શો યુદ્ધનો ભય રાખવો;
ભ્રાતા! અસ્ત્ર ચલાવીને રણપાંડિત્ય દાખવો!" ૧

(વસંતોપેંદ્ર)

પ્રતાપ ને શુક્ત સુસંપ ધારે,
રાણા ઉદેસિંહતણા સુત બેઉ શૂરા:
દુર્યોગ એક દિન તે પ્રિય વીર પૂરા
ચઢ્યા વિવાદે મૃગયાવિહારે. ૨

(મંદાક્રાંતા)

તાપે ઊંડું વન બહુ તપે, અગ્નિજ્વાલા છવાતી,
અશ્વો સર્વે ફિણફિણ થતા ત્યાં સહે ભૂમિ તાતી;
આઘે પક્ષી સભય ઊડતાં ઊંડી છાંયે ભરાય,
ને સ્હેજે ત્યાં ઉભય કુંવરો વાદમાં કૈં તણાય. ૩

(અનુષ્ટુપ્)

પ્રસ્તાવ ત્યાં પ્રતાપે તો દ્વંદ્વયુદ્ધતણો કીધો:
શુક્તે તે શૂર શબ્દોથી ઉત્તર ભ્રાતને દીધો. ૪

દ્વંદ્વયુદ્ધે પડે બન્ને, શસ્ત્ર સૌ ચમકી રહે;
વીરહાકે ધરા ધ્રૂજે, સાથીઓ નિરખી રહે. ૫

(શાલિનીમંદા)

દેહે દેહે ઝેર વ્યાપી ગયું છે,
રોમે રોમે શૌર્ય ઘૂમી રહ્યું છે,
ભ્રાતા ભ્રાતા સ્નેહસંબંધ ભૂલે:
શસ્ત્રે શસ્ત્રો, નભ ચમકતાં, આથડી હસ્ત ઝૂલે! ૬

(મંદાધરા)

કૂદી કૂદી, ઊછળી ઊછળી, સિંહશું રંગ રાખે,
રાતા તાતા ઉભય કુંવરો યુદ્ધનૈપુણ્ય દાખે;
ઊભા ઊભા અવર જન સૌ ધ્રૂજતા મીટ માંડે;
વૃક્ષો ધ્રૂજે ઊભેલાં, અનિલ ઘુઘવતો ઘોર ત્યાં ઘોષ પાડે. ૭

ઊંચા વ્યોમે નહિ નહિ કદી યુદ્ધ કો જોયું એવું,
ઘેરું ઘેરું નહિજ અનિલે ગીત કો ગાયું તેવું;
પાષાણોમાં, વન વન વિષે, ઘોષ એવા ન ઘૂમ્યા,
આજે મેવાડના શા ઉભય વીર લડે, અંધ ક્રોધે ઝઝૂમ્યા! ૮

(અનુષ્ટુપ્)

મેવાડ રત્ન શું ખોશે, સ્નેહના મંત્ર શેં સર્યા?
સૂર્ય ને ચંદ્રના જેવા રાજપુત્રો પ્રભાભર્યા! ૯

ક્રોધ છે સ્નેહનો વૈરી, અગ્નિમાં બધું બાળતો:
નરકસાથી એ ક્રોધ પ્રજળે ને પ્રજાળતો. ૧૦

(દ્રુતવિલંબિત)

નથી નથી હઠતા કુંવરો જરા,
ઉભય યુદ્ધકલાવિષયે પૂરા;
કુલપુરોહિત આવી જુએ તહીં,
સકળ નાશ થતું દિસતું જહીં. ૧૧

સ્થિતિ વિચિત્ર જણાય વિલોકતાં,
યુગલ તે અટકે નહિ રોકતાં;
ઉભયને અતિ આકુલ આર્જવે
શમન કાજ પુરોહિત વિનવે. ૧૨

સફળ યત્ન જરાય જણાય ના,
વિકૃત બુદ્ધિથી કાંઇ સુણાય ના:
કુલપુરોહિત દીન વિમાસતો,
હૃદય ના સમજે વિધિપાશ તો. ૧૩

ઉભય બંધુવિષેથકી આ સમે
જીવન નિશ્ચય એકનું આથમે;
ઉભય વા કદિ નાશ જ પામશે:
અરર! આ ભૂમિનું પછી શું થશે? ૧૪

(અનુષ્ટુપ્)

તપતું ત્યાં મહાતાપે દિસે છે વન આ વધુ;
લાગે છે ઘૂમતું હૈયું, વન ને વિશ્વ તો બધું! ૧૫

(મંદાક્રાન્તા)

રાતા તાતા ઉભય કુંવરો યુદ્ધથી ના જ ખાંચે,
ઊભા ઊભા અવર જન સૌ ધ્રૂજતા શાંતિ જાચે:
એવે આવી યુગલ વચમાં તે પુરોહિત ઊભે,
ભોંકીને તે કટારી ઝટ નિજ ઉરમાં ત્યાં પડી રક્ત ડૂબે! ૧૬

(અનુષ્ટુપ્)

લડતા કુંવરો મધ્યે વિપ્રનો દેહ તર્ફડે:
ભૂલીને યુદ્ધ પોતાનું શુશ્રૂષા કરવા પડે! ૧૭

પ્રાણશૂન્ય પડ્યો દેહ વિપ્રનો પળમાં તહીં:
શુશ્રૂષા ત્યાં કરે કોની? અરેરે! સમજ્યા નહીં! ૧૮

(મંદાક્રાંતા)

રે કેવી આ ઉર જગવતી ભૈરવી રાજભક્તિ!
આહા કેવી પ્રબળ સ્ફુરતી એ મહા પ્રાણશક્તિ!
કેવો ઊંડો, અડગ, વિરલો, ભવ્ય આ દેશપ્રેમ!
એ આત્મા, એ ગહન પ્રતિમા, લેશ ભૂલાય કેમ? ૧૯

છે મેવાડે રુધિર વિરલું ભૂમિમાં વીરકેરું,
પાષાણોમાં, કુહર કુહરે, ઊછળે તે અનેરું:
રાજસ્નેહે રુધિર નિજ દૈ, હા પુરોહિત સૂએ!
ઊંડા તેના હૃદયપડઘા ત્યાં ઘૂમે છે હજૂયે! ૨૦

(અનુષ્ટુપ્)

શોકાશ્ચર્યે ઊભા બન્ને વીર શુક્ત પ્રતાપ ત્યાં:
ઢળતા ભાનુના રશ્મિ ભૂલાવે ઉરતાપ ત્યાં. ૨૧
થતાં પ્રતાપની સંજ્ઞા, શુક્ત તે ભૂમિ ત્યાગતો:
પ્રતાપ પ્રાણનિદ્રાથી પ્રતિજ્ઞામય જાગતો. ૨૨

(દ્રુતવિલંબિત)

ગહન શાંતિ વને પ્રસરી રહે,
ગગન રક્ત પ્રભા ક્ષિતિજે ગ્રહે:
ક્વચિત કોઇક અશ્વ ખુંખારતો,
વન અગાધ પ્રતિધ્વનિ ધારતો. ૨૩

## ટ્રાન્સવાલમાં ત્રાસ અને ગુર્જરવીરત્વ

• મિશ્ર હરિગીત •

૧

દેવી! ધસો અમ સંગમાં!
ભરી દો અનલ અમ અંગમાં!
જગ ડોલશે,
ચખ ચોળશે
અમ જીવનના રણરંગમાં.
દેવી! ધરો રણતૂર શૂર સ્વહસ્ત હા!
જગવો, ગજાવો સૂર પૂરણ મસ્ત હા!
ભડગર્જના ત્રાડી ગગનપડ ફોડતી ઊંડી વહે:
હો દેવી! ફૂંકો સદ્ય! અમ અંતર અનલ ભડભડ દહે!

૨

શું આભ આ તૂટી પડે?
એ સિંધુ શું ઉલટી પડે?
દુખઝાળમાં
આ કાળમાં
શું તેજ અમ ખૂટી પડે?—
શું ના અમે ગુજરાતનાં સંતાન કે?
શું ના અમારી માતનું અભિમાન કે?
હિંદુ, મુસલમિન, પારસી: કો કહે વિવિધ અમ જાતિઓ!
એકાત્મ સહુ ઊભા અડગ: શું ના અમે ગુજરાતીઓ!

૩

કંઇ દેશદેશ ઘૂમ્યા અમે,
ક્યાં રવિ ઊગે, ક્યાં આથમે:
જંગલ બધાં
મંગલ કીધાં
અમ ધીરપાદ પરાક્રમે!
ન ગણ્યાં અમે પહાડો, વનો, મહાસાગરો:
ન ગણ્યાં અમે કંઇ વનચરો કે જળચરો:
રે કંઇ હજારો વર્ષથી હર્ષે મચ્યા પરદેશમાં,
તે માતૃદૂધ ધિકરાવવા શું જીવિયે આ વેશમાં?

૪

એ રણશૂરી ગુજરાતણો!
પ્રતિભાપૂરી ગુજરાતણો!
(શું એ જ કે
ઘરને ચકે
રીબતી ઝૂરી ગુજરાતણો?)—
પડખે અમારે રહી સહે સહુ વેદના,
રણદેવીશું કૂકે ઉરે અમ ચેતના;
ગૌરવ-પ્રભા-મહિમાવતી! વીરત્વ તમ ઝળકાવજો!
તમ કૂખપાક્યાં મોતીડાં અમ દેશને દીપાવજો!

૫

હે બ્રિટનના યશરક્ષકો!
સ્વાતંત્ર્યના ઉરભક્ષકો
વિષ વિષ ભીડે
અમને પીડે
આ ટ્રાન્સવાલી તક્ષકો!
ભઠ યુદ્ધમાં ગાજી ઊભા સાથે અમે:
ક્યમ દૂર જઈ દગ ફેરવો આજે તમે?
તમ કિરણતંતુ અહીં ઊભા સામ્રાજ્યની છાયા તળે,
ત્યાં એક તસુ ભૂમિ યે અમોને ના મળે, શું ના મળે!

૬

ઊકળે અમારાં અંતરો,
આંખે વહે અગ્નિઝરો :
હટિયે નહીં,
લટિયે નહીં,
આ આફતે ભડ સિંહનરો !—
શું અમે કાળા હિંદીઓ કહેવાઇએ ?
તમ હૃદય કાળાં ચીતરી ક્યમ ગાઇએ ?
અમ આત્મકુંદન અગ્નિ આ બળતાં પ્રતાપ ઝગાવશે,
હે બોઅરો ! તમ ઘોર આ ઉરભૂમિને જ ધગાવશે !

૭

વીરા ! મચી શી હોળી આ !
શા સુભટરંગો ચોળી આ
ઉર શક્તિની
વ્રત ભક્તિની
અમ પ્રાણને ધૂળ રોળી આ !—
વીરા ! અમારા રંગમાં વપુ બોળજો !
વીરા ! અમારા ફાગની ધૂળ ચોળજો !
ઘેરા ગગનને ફોડતી, પાતાળનાં પડ તોડતી,
આવો પ્રમત્ત ગજાવિયે રણહોરી જગ ઝંઝોડતી !

૮

ઊછળો ગગન મહાસાગરો!
વંટોળિયા નભને ભરો!
પહાડો પડો!
જ્વાલા ઉડો!
અંધાર અવની આવરો!
ગુજરાતના શૂરા અમે ગુજરાતીઓ!
થઈએ શું ભારતદેવીના યશઘાતીઓ?
અમ ગેહ દઈએ, દેહ દઈએ, ચેહ બળિયે તાતી ઓ!
અમ ટેક ના તજિયે કદી!–રે **આ અમે ગુજરાતીઓ!**

## હિન્દના દાદાનું સ્વદેશાગમન

(તા. ૧૪ મી ડીસેમ્બર ૧૯૦૬)

• મિશ્ર હરિગીત •

૧

આ દિવ્ય ગાન ગવાય ક્યાં ?
આ પુષ્પવૃષ્ટિ થાય ક્યાં ?
ધમધમ થતાં
ધૂનમાં જતાં
જનપદ અહો રેલાય ક્યાં ?
આ સ્મિતગૂંથ્યા સોહંત સ્નેહસુહાગ ક્યાં ?
હેમંતમાંહ્ય વસંતના આ રાગ ક્યાં ?
શેં ઉરજગવતી આ પ્રભા ? રસરંગ આ શા કારણે ?—
રે આજ ભારતનો પનોતો પુત્ર આવે બારણે !

૨

હો, સ્નેહથાળી લાવજો!
મહીં પુણ્યકંકુ દીપાવજો!
સુખમીઠડું
શોભિત વડું
અમૃતશ્રીફળ સોહાવજો!
મહીં અમર કીર્તિકુસુમ વળી પમરાવજો!
મોંઘાં અલૌકિક મોતીડાં ય જમાવજો!
રે ધન્ય ભારતમાત આજે જાય પુત્ર વધાવવા!
આવો મધુર ગાતાં બધાં, તમ વીર ધન્ય સજાવવા!

૩

વીરા! પધારો બારણે!
ઊભાં બધાં તમ કારણે:
હસતે મુખે
અમ સુખદુખે
ધાઓ સદા અમ તારણે!
નથી કંઇ કીધું તમ અમૃતપદ સરખું કદી:
નથી કંઇ કીધું તમ દિવ્ય અંતરશું કદી:
પણ 'વીર દાદા છે અમારા,' એમ કહી ઉર ફૂલિયે!
વીરા! પધારો બારણે! તમ દર્શને દુખ ભૂલિયે!

૪

પ્રિય દેશ કાજ ઝઝૂમીને,
પરદેશમાં નિત ઘૂમીને,
સેવા કરી
કીધી ખરી
આભારી ભારતભૂમિને!
નથી સુખ અવર જાણ્યું તમે વીરા અરે!
નિત દેશયજ્ઞે જીવનહોમ દીધા ખરે!
હા, એ મહાવ્રત તમ તપો નિશદિન અખંડ પ્રકાશમાં!
ઋષિરાજ! એ તમ આત્મવ્રત ગૂંથો અમારા શ્વાસમાં!

૫

નહિ ભય કદી ધાર્યો ઉરે;
વીરા! વહ્યા ભક્તિપૂરે,
અરિદળ વિષે
રે દશદિશે
કીધો વિજય એકલશૂરે!
એ અભયવિભૂતિ લગાડજો અમને, વીરા!
એ ભક્તિગીતા શિખવજો અમને, ધીરા!
તમ મહાભાવતણી પ્રભા અમ હૃદયમાં કંઇ મૂકજો,
અમ પ્રાણમાં ઋષિવીર! એ તમ મહામંત્ર જ ફૂંકજો!

૬

વીરા! હસંતા આવજો!
સંદેશ મીઠા લાવજો!
શુચિ સાધુતા,
મધુબંધુતા,
અમ અંતરે પ્રગટાવજો!—
ઘેરી ઘટામાં ઘટ ઘણા ગૂંચવાય છે:
અમ યજ્ઞવેદી ભયથકી ઘેરાય છે:
ઓ વીર! વહારે આવીને તમ પાંખમાં લ્યો પ્રેમથી,
અમ હૃદયમાં તમ બંધુમાળા પ્રોઇ ધો વર નેમથી!

૭

વીરા! પધારો બારણે!
ઊભાં બધાં તમ કારણે!
ફૂલ વેરતી
હર્ષે અતિ
આ જાય ભારત વારણે!
અધૂરાં નમન અમ આત્મનાં સ્વીકારજો!
તમ ભાવપૂર્ણ સુછત્ર અમ પર ધારજો!—
હો નાથ! અંગીકારજો અમ પ્રાર્થના દિનરાતની:
જુગજુગ જીવે દાદા અહો! જયજય શ્રીભારતમાતની!

# સર ફિરોઝશાહ મહેતાનો વિજય

• ધ્વનિત •

ભડ ભારતવીર ફિરોઝ! સ્વતંત્ર સખે!
નર સિંહ સમાજતણા રણશૂર ખરા!
તુજ ગર્જનથી ગગડાવી ધ્રુજાવી ધરા
જગવ્યા અમને ધસવા સ્વભૂમિપડખે.

તુજ કીર્તિરવિ તમ[૧] ડૂબવવા હરખે
કંઇ દેશતણા અરિ[૨] જે કૂદતા જબરા,
ધૂળમાં સહુ તે ગ્રથી કંટકના ગજરા
તુજ તેજપ્રતાપ વિષે બની અંધ ધખે!

ગુણ[૩] ભારતબાંધવમાળતણા[૪] વિરલા!
તુજ શબ્દ સમુદ્રતરંગ સમા ગરજે;
તુજ ઉજ્જવલ, ધૈર્યપ્રતાપી સ્વરાજ્યકલા

પ્રિય દેશજબંધુતણાં ઉરમાં ભરજે;
અમ આશધરાક્ષિતિજે સુપ્રભા સફલા,
વીર ધન્ય ફિરોઝ! સદા ઊગતી ધરજે!

૧ અંધારામાં. સપ્તમીનો પ્રત્યય લુપ્ત છે. ૨. શત્રુ. ઇ. સ. ૧૯૦૬ માં મુંબઇના 'સ્થાનિક સ્વરાજ્ય'માંથી સર ફિરોઝશાહને તથા બીજા દેશહિતૈષી સભાસદોને દૂર કરવા જે 'કૉકસ' મંડળ ઊભું થયું હતું તેનો અહીં ધ્વનિ છે. ૩. દોરો. ૪. હિન્દની દેશોદ્ધારક બંધુઓરૂપી માળાના.

# એક સ્મરણ*

• ધ્વનિત •

રવિ અસ્ત થયો : નભમાં ઘનઘોર કરી
પછી મેઘ પડ્યો ભૂમિને ભર ભીંજવતો ;
નભગોળ ધીમે જ ધીમે પછી શાંત થતો
કંઇ ગંભીરરૂપ ઊભો ઘન દૂર હરી ;

નભઉર ભર્યાં સહુ તારક ત્યાં ઊતરી,
કરી દૈ નિજ અંતર મેઘ હતો ન હતો,
રવિનો કંઇ દૂર પ્રકાશ બતાવી છતો
નભ પાસ, ફરી સ્મૃતિ દે રવિની મધુરી !—

તું ય તેમ ગયો : પ્રિય કૈં દુખગ્રસ્ત થયાં ;
બહુ આંસુ પડ્યાં ; પછી શાંતિ ધીમે પ્રસરી ;
પ્રિય કૈંકતણાં પણ આંસુ સુકાઇ ગયાં ;

થયું વર્ષ પસાર ! હવે અમ ઉર ફરી
તુજ કાર્યતણી મધુરી સ્મૃતિમાંહ્ય રહ્યાં
સમચિત્ત ગભીર ઠરી : તુજ મ્હેર, હરિ !

* મર્હૂમ મિ. કેખુશરો નવરોજજી કાબરાજીના મૃત્યુના પહેલા વાર્ષિક દિવસ (તા. ૨૫–૪–૧૯૦૫) ની ગંભીર યાદમાં.

૨

થયું વર્ષ પસાર! અહા, વીર કેખુશરો!
કંઇ વર્ષ અનેકશું એક પસાર થયું;
કંઇ વર્ષ હતું ન હતું ત્યમ ચાલી ગયું:
ગયું;–સાથ ગયો વળી શોકતણો ઊભરો.

તું ગયો; સહુ આજ વદે 'તું જ વીર ખરો'!
'અમ પાસ તું હોત અરે,' ઘડી કૈંક ચહ્યું;
પણ માત્ર હવે સહુ તેં અહીં કીધું કહ્યું—
ફૂલ તે સહુનો અમ પાસ રહ્યો ગજરો.

દૂર દિવ્યપ્રકાશ વિષે ઝળકે વીર તું!
અમ આશ અમે એ પ્રકાશ વિષે જડિયે:
અમ અંતર હ્યાં તિમિરે ગૂંચવાય બહૂ;

ભવપર્વત આ તિમિરે ચઢતાં પડિયે;—
કર તેજ ઉરે! ઉર–તાર ચઢાવ સહૂ!
વગડાવ સિતાર અમારી રહી શિર તું!*

* "મિ. કાબરાજી સંગીતના ઉસ્તાદ હતા, તેથી અરજ કીધી છે કે અમારા હૈયાનું સંગીત નબળું અને બેસૂરું થઈ ગયું છે, તેથી એ હૈયાના તારને તું ચઢાવ, અને હંમેશાં જેમ તું હરોલમાં રહેતો તેમ હમણાં દૂરથી પણ તું અમારે માથે ઊભો રહે, અને એ અમારી હૈયાની સિતારને તું વગડાવ, અમને હિંમત આપ, અને એમ કરીને અમારી આશા જે દૂરના 'દિવ્ય પ્રકાશ'માં જડેલી છે તે સફળ કરવા ખરો પંથ દર્શાવ!"
(મિ. પે. ખ. તારાપોરવાળા કૃત 'કાબરાજી–સ્મૃતિ'માંથી)

## મલબારીના સ્વર્ગસ્થ આત્માને

• રાગ કાફી–પીરાના પદની રાહ •

દુખિયારાંના બેલી રે, પાંગળિયાંની પાંખડી!
રોતી ગયો શું મેલી રે હિંદ મૈયાની આંખડી!

ઊંચી ઊંચી તુજ મેડી આકાશે, નીચા અમારા વાસ;
તોય હૃદય તુજ નિત્ય ધડકતું, દૂભતું બની દીન દાસ:
સેવા કીધી સાચી રે, જાણી ન તેં જડઝાંખડી;
ભૂલે તે શું ભવમાં રે હિંદ મૈયાની આંખડી? ૧

રોતાંને જઇ રોકતો, વીરા! રોતો અંતર આપ;
હિંદ મૈયાના દીન હૃદયની શુદ્ધ બન્યો તું ખાપ:
તજી રત્નજડિત મોજડી રે, પહેરી કઠણ પદ ચાખડી;
આજે કોણ જ લોહશેરે હિંદ મૈયાની આંખડી? ૨

પૂર્વના પર્વત ને પશ્ચિમના સાગર ઘૂરકી રહ્યા અંધભાવ;
શ્વેત ધજા તુજ ત્યાં રણ રોપી તેં કીધો અમૃત પ્રસ્તાવ:
બંધુતાની બાંધી રે સહુને તેં દિવ્ય રાખડી;
જોતી સ્વપ્ન મોંઘેરાં રે હિંદ મૈયાની આંખડી! ૩

ગાજે ગગન ઘનઘોર ફરી ને વીજ કરે ચમકાર;
પડતા પ્રલયના પડઘા પશ્ચિમમાં ખખડાવે અમ દ્વાર;
  સૂઝે નવ ત્યાં સીધી રે વાટ દિસે બહુ વાંકડી;
  ધીરજ ત્યાં ક્યમ ધારે રે હિંદ મૈયાની આંખડી? ૪

બંધુતા પૃથ્વી ને સ્વર્ગની સાધી તેં, વિભુના વહાલા હો વીર!
તો અમ આશ રહી તુજમાં, તું દૂત બને અમ ધીર:
  પ્રભુજીને વિનવજે રે, રક્ષે મૈયા રાંકડી,
  હાસ્ય પૂરીને ઠારે રે હિંદ મૈયાની આંખડી! ૫

સૂર્ય ચંદ્ર ને તારલા સાથે વરસતા નિત્ય ઉજેશ,
ધર્મ અને દેશોન્નતિ કેરા મોંઘા તુજ સંદેશ:
  મળજો વીર મલબારી રે ફરજ ઊભી જ્યાં જ્યાં ખડી!
  ભૂલે સ્મૃતિ શું તારી રે હિંદ મૈયાની આંખડી? ૬

# મહાત્મા ગાંધીને ચરણે

(એમની પચાસમી વર્ષગાંઠને શુભ દિનેઃ રવિવાર તા. ૨૧–૯–૧૯૧૯)

• ખંડ હરિગીત •

૧

ગાંધર્વ આવો ગગનના!
સૂર તમ સુરસદનના
સ્નેહે ભર્યા,
સત્યે ઠર્યા,
દ્યો આજ મોંઘા કવનના!
આવો, ગવૈયા, સ્વર્ગના સુરસાજમાં,
આવો અમારા સત્યસ્નેહસમાજમાં!
ખગ સર્વ મધુકંઠી મળો!
મધુર લહરીઓ ભળો!
પાછા ફરો પડછંદ સામ અવાજમાં!
સંગીતદેવી! કાવ્યદેવી! સર્વ આજે આવજો!
અહીં અમર મોહનગાન સહુ સાથે મળી ગવડાવજો!

૨

મોંઘો અમૂલ્ય પ્રસંગ આ,
છે અતુલ્ય ઉમંગ આ ;
પ્રિય હૃદયના
સુરવિજયના
મોંઘા અમારા રંગ આ :
એ રંગમાં ક્યમ એકલા અહીં મહાલિયે ?
આ લોક ને પરલોક સાથ ઉજાળિયે :
શિર જેનું અડતું સ્વર્ગને
ધારતું રવિભર્ગને,
ના ભૂલતું તે આ ધરા પણ ભાળિયે :
એ આત્મનો ઉત્સવ ઊજવવા, સુરજનો ! પૃથ્વીજનો !
આવો બધા, અહીં ગાંઠિયે નવપ્રેમગાંઠ પતીજનો !

૩

એ ગાંઠનારો કો હશે,
જગ બધું જે મોહશે
સદ્દવચનથી,
સન્મથનથી
જે આંસુ જનનાં લોહશે ?

જેને જડીબુટ્ટી મળી કલ્યાણની,
જેણે ઘડી પૂરી મહત્તા પ્રાણની,
વનવન વિષે જે આથડ્યો,
અસુરશું નિર્ભય લડ્યો,
સત્યે જ જડતો વાત જે નિર્માણની :
માનવહૃદયના રોગને ઝટ પારખી દે સાર તે,
એવાં વસાણાં રાખનારો ગાંધી એક જ ભારતે !

૪

ક્યાં શુદ્ધિ જોઈ ધર્મની,
મન, વચન ને કર્મની ?
ભારત ! ખરે
જુગજુગ ધરે
મોટાઇ એ તુજ મર્મની !
રાખ્યું હરિશ્ચંદ્રે અમોલું સત્ય જે,
ટેકી અડગ પ્રહ્‌લાદ કેરું કૃત્ય જે,
ભારતતણા ઇતિહાસમાં
છે રહ્યું ચિરવાસમાં,
એ સત્યની જુગજુગ બતાવી ગત્ય જે :
તે ના રહે ઢંકાઇ અહીં અજ્ઞાન કેરી આંધીએ ;
કળિયુગ વિષે એ સત્ય તો રાખ્યું મહાત્મા ગાંધીએ !

૫

વ્યાપ્યો અધર્મ બધે ઘણો
કારમો માયાતણો ;
આ દેશમાં
મનક્લેશમાં
ચાલ્યાં વિનાશી ઘર્ષણો :
દીસે હરાયાં તીર્થ કેરાં તેજ હા,
ના આજ ગંગાસ્નાન તારે સહેજ હા ;
ના પેટભર ભોજન મળે,
બાળ ભૂખ્યાં ટળવળે,
છે મેઘ સૂકાયા બધે ગગને જ હા !
એ સત્ય ખૂટ્યું ત્યાં બધે ખૂટે જ સુખનાં સાધનો ;—
એ સત્યને સ્થાપે ફરી આ વીરલો ગુજરાતનો !

૬

એ વીર આજ વધાવિયે,
સ્નેહપુષ્પો લાવિયે ;
નવજીવને
નવઉરધને
એ સત્ય આત્મ સમાવિયે.

જેણે ન જાણી કોઇ દિન પણ ક્રૂરતા ;
જેની અખંડ જણાય યૌવનશૂરતા :
જે નિજ મહાસંયમથકી,
ધર્મમય ઉદ્યમથકી,
નિજ શત્રુને પણ સ્નેહપિંજર પૂરતા ;
જે કર સર્યા મણકા વિરલ એ ભવ્ય જીવનમાળના,
તે અમ શિરે તપજો સદા ! ન પ્રહાર લાગો કાળના !

૭

મોહન ! અમારા વીર હો !
સાધુ, દાના, પીર હો !
સુકુમારતા
ઉર ધારતા
અલમસ્ત મીર ફ્કીર હો !
મોહન ! તમારી પ્રાણમોહન બંસરી !
મોહન ! તમારી સત્ત્વદોહન બંસરી !
સહુ મોહને વિસરાવતી,
રસ અખંડ જમાવતી,
મોહન ! તમારી બ્રહ્મસોહન બંસરી !
વાજો અખંડ પ્રવાહથી, સહુ સ્થિર થઈ સુણિયે અમે :
એ રસ ટપકતા શબ્દ ઝીલી આત્મમાં ધૂણિયે અમે !

૮

વીરા! લળે ઉર કેમ ના?
આ મહોત્સવ હેમના
ભારત વિષે
થળથળ દિસે:
લ્યો નમન આ અમ પ્રેમનાં!
વીરા! તમારું તેજ હૃદય જગાડજો!
અમ જીવને તમ સત્યબીજ ઉગાડજો!
અમ કુંજ લીલો થાય આ,
ભારતે રસ છાય આ,
ગંગા ફરી દેવત્વભર વહેવાડજો!
તમ જ્યોતથી અહીં કોડ જળજો જ્યોત સત્ય સમાધિની!
ભારત વિષે ઘરઘર થજો જયજય મહાત્મા ગાંધીની!

# વિધિની વાટે

• રાગ માઢ •

ધાજો ધાજો સૌ વીરને ઘાટ રે, વહાલાં, બાપુજી લે વિધિવાટ!

ભારતનાં યુગભાગ્ય ઉપાડીને ચાલ્યો એ સત્યનો સંત:
આત્મ જળાવે ઝગાવે જ્યાં એવો લીધો એ પુણ્યનો પંથ રે;
વહાલાં, બાપુજી લે વિધિવાટ! ૧

પગલે પગલે પાપ દબાય ને ડગલે ડગલે દુ:ખ:
યુગયુગના અપવાસ છે એના, ભવભવની છે ભૂખ રે:
વહાલાં, બાપુજી લે વિધિવાટ! ૨

ભડકે બળે છે આભ, ને નીચે ધગધગતી છે આગ:
એને તો આભનાં છે અજવાળાં ને ધરતીએ પુષ્પપરાગ રે:
વહાલાં, બાપુજી લે વિધિવાટ! ૩

પહાડના પહાણા પીગળે ને ઊતરે અમૃતની ધાર:
હૈયે ટકોરા મારતો ચાલ્યો આત્મસમર સરદાર!
વહાલાં, બાપુજી લે વિધિવાટ! ૪

ક્રોડો હૃદયનો રાજવી તેને સ્નેહ વિના શા બંધ?
મૌન એનું જગ સુણશે, એના આત્માને જોશે અંધ રે:
વહાલાં, બાપુજી લે વિધિવાટ! ૫

આભના તારા તગતગ જોશે, જોશે જગતના લોક :
એનાં જ કંકુપદે પદ માંડતાં કોનું જીવ્યું છે ફોક રે?
વહાલાં, બાપુજી લે વિધિવાટ! ૬

સૂતેલાં સ્વપ્નથી જાગશે ને જાગેલાં ચોળશે આંખ :
સામે સૂરજ ઝંપલાવતો ઊડે ગરુડ ખંખેરી પાંખ રે :
વહાલાં, બાપુજી લે વિધિવાટ! ૭

આપ્યા કોલ શું ભૂલશે કો? વાયું એ વહાણું અનન્ય :
મૃત્યુને મુઠ્ઠીમાં મૂકીને ચાલે તે જ જીવે વીર ધન્ય રે!
વહાલાં, બાપુજી લે વિધિવાટ! ૮

સ્નેહ ને સત્યનો સંત એ ચાલ્યો : એને શું જેલ કે મહેલ?
ભારત જીવી જાણશે તો પૂરશે બાપુજીની ટહેલ રે!
વહાલાં, બાપુજી લે વિધિવાટ! ૯

## એ ગાંધી સંતસુજાણ

• અગ્નિશીખા છંદ* •

૧

અંધારાના ગઢ ભેદીને આવ્યું એક કિરણ અણમોલ,
રણની ધગધગતી રેતીમાં ફૂટ્યું અમીઝરણું રસલોલ;
દશ દિશનાં લોચન મીંચાતાં,
જનજનનાં તનમન ધૂંધવાતાં,
ભારતનું ઉર ગ્લાનિ રહ્યું ભરતું ત્યાં ફરી ઊતર્યો પ્રભુબોલ:
લાવ્યો કોણ પરમ એ વાણ?—
એ ગાંધી સંતસુજાણ,
એ ગાંધી સંતસુજાણ,
એ નવભારતનો પ્રાણ!

*આ નવા છંદની રચના માટે ૨૮મા પૃષ્ઠ પર "સૌની પહેલી ગુજરાત"ની નીચેની નોંધ વાંચવી.

૨

જીવતાં પણ મૂએલાં ખોખાં અહીં તહીં ફરતાં ભારતભોમ,
જાણે નહિ લેવા દમ પૂરો, થથરે શીત પડે કે ઘોમ;
જ્યારે માના કેશ વિંખાતા,
સુત ભય હિંસામાં ભટકાતા,
લડતા ભ્રાતાશું પ્રિય ભ્રાતા, ત્યારે સાંધી ધરતી વ્યોમ
કોણે ફૂંક્યા સૌમાં પ્રાણ?—
એ ગાંધી સંતસુજાણ,
એ ગાંધી સંતસુજાણ,
એ નવભારતને પ્રાણ!

૩

હાલ્યાં ચેતન મૃત મટ્ટીમાં, ફાલ્યાં જડદૃષદેથી ફૂલ,
હિમઢગલેથી ભડકા ઊઠ્યા, ઝબકી સોનારજ ભરધૂળ;
પથ્થરની પ્રતિમા ત્યાં ચાલી,
ફૂટી મૂશળમાં પણ ડાળી,
જનજનના મનમાં નવરંગે પાછી ઊગી આશ અતૂલ:
એવી વર્તી કોની આણ?—
એ ગાંધી સંતસુજાણ,
એ ગાંધી સંતસુજાણ,
એ નવભારતને પ્રાણ!

૪

નહિ વીરત્વ વસે તરવારે, નહિ શૂરત્વ વસે કો બાથ;
છે વીરત્વ ખરું અંતરમાં, એ સૌ શીખ્યાં સાચી ગાથ;
મૃત્યુ વિષે નવજીવન લાધ્યું,
જીવનમાં નવચેતન સાધ્યું,
મરીને જીવવાનો નવમંત્ર મળ્યો એ કોને પાવન હાથ!
કોણે દીધી એ રસલહાણ?—
એ ગાંધી સંતસુજાણ,
એ ગાંધી સંતસુજાણ,
એ નવભારતનો પ્રાણ!

૫

સત્ય અહિંસા સ્નેહતણા મર્મો જ્યાં ઊઘડ્યા તારક પેઠ,
દેહબળે માનવ દિનદિન શિર ધારે દુનિયાની વધુ વેઠ;
કુંદનનો કસ અંકાવીને,
નવનવ તાવણીમાં તાવીને,
ત્યાં આ આતમકિમિયું દેખાડીને બાંધ્યું પશુબળ હેઠ:
કોણે સ્પર્શ્યાં એ ઊંડાણ?—
એ ગાંધી સંતસુજાણ,
એ ગાંધી સંતસુજાણ,
એ નવભારતનો પ્રાણ!

૬

હરિજનમાં હરિજન થઇ બેઠા, સુરજનમાં સુરજનના તાજ,
કોડો કેરા હૃદયવિસામા, લાખોની લાખેણી લાજ;
જગનાં પાપ ઉઠાવ્યાં માથે,
જગ પર ઢોળ્યાં અમૃત હાથે,
અર્ધ ઉઘાડા અંગે જીવી ઢાંક્યો ધ્રૂજતો દલિત સમાજ:
એનાં જડશે ક્યાં પરિમાણ?—
એ ગાંધી સંતસુજાણ,
એ ગાંધી સંતસુજાણ,
એ નવભારતનો પ્રાણ!

૭

ધીકે ધગધગ જેનું હૈયું નિશદિન માનવબાંધવ માટ,
પેટ ભરી મૂઠી અન્ને જે સૂએ તૂટી ફૂટી ખાટ,
આકાશે તારકશા ઊડે,
જેના ઉરતણખા દુખ ઊંડે,
એવો કોણ ઊભો જગ સામે ભારતરક્ષક આત્મવિરાટ?
કોનો એ અવતાર પ્રમાણ?—
એ ગાંધી સંતસુજાણ,
એ ગાંધી સંતસુજાણ,
એ નવભારતનો પ્રાણ!

૮

જુગજુગનો એ અમ્મર જોગી, જુગજુગનો એ નવઅવતાર;
ભારતજનના પ્રિય બાપુજી, રંકોના એકલ આધાર:
એનું કીધું કોથી થાશે?
એનું કીધું કેમ ગવાશે?
જુગજુગ જીવો પુણ્યપરાર્થી, કરતા સત્યતણો ટંકાર!
સાધો સંતત જગકલ્યાણ!
હો ગાંધી સંતસુજાણ,
હો ગાંધી સંતસુજાણ,
હો પળપળના અમ પ્રાણ!

## સ્વામી શ્રદ્ધાનંદ

• દુખમાં શૂરા રે ઓ ગુજરાતી વીરા! •

અમર તું મરણે રે ધન્ય શ્રદ્ધાનંદ સ્વામી!
ધર્મને કાજે રે પ્રાણ દીધા તેં નામી!—

ભડભડ ભડકા ઊડે ગગનમાં, ભારત ભડકી ઊઠે:
વીરા! તારા વીર હૃદયથી રુધિરફુવારા ફૂટે!
અમર તું મરણે રે. ૧

એકદિલ્હીને આંગણ ઊભો અડગ મિનારા જેવો;
એ જ દિલ્હીનો પાયો ચણાવ્યો નિજ રુધિરે તેં કેવો!
અમર તું મરણે રે. ૨

જીવન જીવી જાણ્યું પરાર્થે, મરી જાણ્યું પણ તેવું:
ધર્મધજા ફરકાવી, વીરા! તેં દેશનું દીધું દેવું!
અમર તું મરણે રે. ૩

ક્યાં માનવની ભસ્મદેવડી? ક્યાં સિંહાસન હરિનું?
પણ એ અંતર સહજ વટાવે તુજ બલિદાન આખરીનું!
અમર તું મરણે રે. ૪

આર્યભૂમિના આર્ય હો સાચા! કાર્ય દીપે તુજ ગરવાં:
જગને જીવન દેવા શું લાગ્યાં જીવ્યાથી મીઠાં મરવાં?
અમર તું મરણે રે. ૫

તુજ શોણિતના બિંદુ બિંદુએ ઊઠશે વીર હજારો:
એક એક તુજ પ્રાણ ઝઝળતો ધગધગતો અંગારો!
અમર તું મરણે રે. ૬

તારી ચિતાનાં ભડભડ બળતાં ભારત સર્વ ઉજાળો!
દ્વેષ, કુસંપ ને કાયરતા સૌ એ જ ચિતામાં બાળો!
અમર તું મરણે રે. ૭

તારક તૂટો, રવિશશી ફૂટો, વિશ્વપ્રબંધ વછૂટો!
ધર્મ ને સત્યની શ્રદ્ધા ન ખૂટો, વીરનું પણ ના તૂટો!
અમર તું મરણે રે. ૮

તારા આ મૃત્યુના મૂક સંદેશા ઘરઘર ભારત ઝીલો!
વીરા! તારી પુણ્યકથા એ યુગયુગ શૌર્યે ખીલો!
અમર તું મરણે રે. ૯

અમર તું મરણે રે ધન્ય શ્રદ્ધાનંદ સ્વામી!
તુજ પુણ્યસ્મરણે રે શીશ રહો અમ નામી!

## સ્વ. જાલભાઇ દોરાબજી ભરડાના પુણ્યસ્મરણને

• ધોળ* •

મારાં નેહનમન તમ ચરણે, ગુરુજી! નિત્ય હો!
જ્યાં હો નિર્મળ તમ આત્માનું નંદનધામ:
પળપળ તરતી રહે તમ પ્રતિમા અંતર લોચને,
સ્નેહલ જાલતણું રસના રટતી રહે નામ:
મારાં નેહનમન તમ ચરણે, ગુરુજી! નિત્ય હો! ૧

પ્રભુના પુણ્યપથે જ અહોનિશ પદ તમ દોરવ્યાં,
અમ અંગુલિ પણ એ જ પથે રાખી તમ હાથ;
દૂર સુદૂર ઝગંતી જ્યોતિ પરમ વિજ્ઞાનની,
ત્યાં તમ દૃષ્ટિ અચૂક રહી તમ પગલાં સાથ!
મારાં નેહનમન તમ ચરણે, ગુરુજી! નિત્ય હો! ૨

સાદુ, સીધું, સૂધું હૃદય સદા સ્નેહે ભર્યું,
દોરંગી દુનિયાનાં કૂડકપટથી દૂર;
ઉન્નત આદર્શોનાં સ્વપ્ન સદા સેવ્યાં ઉરે,
તેનાં નીતર્યાં નયને અદ્‌ભુત નૌતમ નૂર!
મારાં નેહનમન તમ ચરણે, ગુરુજી! નિત્ય હો! ૩

*"માતા જશોદા ઝૂલાવે પુત્ર પારણે,"—એ ચાલ.

દીધાં મોંઘાં વિદ્યાદાન હજારો શિષ્યને,
નિજ નિજ પાત્ર સમું સૌને દીધું રસજ્ઞાન;
આભ ઉઘાડી નવનવ જ્યોતિફળો ત્યાં દાખવ્યાં:
ગુરુજી! કેમ કરી ભૂલાશે એ તમ દાન?
મારાં નેહનમન તમ ચરણે, ગુરુજી! નિત્ય હો! ૪

પૂર્વ અને પશ્ચિમમાં બન્ને કર્ણે ધારતી
પૂનમે રવિચંદ્રાકુંડલને પૃથ્વી જેમ,
પૂર્વ અને પશ્ચિમની સદ્વિદ્યા ને સંસ્કૃતિ
શુભ સંયોગે શોભી તમ જીવનમાં તેમ!
મારાં નેહનમન તમ ચરણે, ગુરુજી! નિત્ય હો! ૫

અમ ઉરમાં ખડક્યાં'તાં ઘન આષાઢી મેઘશાં,
ત્યાં તમ કિરણે ગૂંથ્યા ઈંદ્રધનુષના રંગ;
તમ શબ્દસ્પર્શે ઊઘડી લીલા નવવ્યોમની,
અમ જીવનનગથી ફૂટી નીકળી નવગંગ!
મારાં નેહનમન તમ ચરણે, ગુરુજી! નિત્ય હો! ૬

જડઝાંખરની ખીણે ભટકી શબ્દો ખૂંદતો,
ત્યાંથી ઊંચકી મુજને મૂક્યો પર્વતશીર;
બીડી પાંખ ઉઘાડી ઊડવા શીખવ્યું સાથમાં,—
આજે તો ઊડું જઇ સુરગંગાને તીર!
મારાં નેહનમન તમ ચરણે, ગુરુજી! નિત્ય હો! ૭

સંધ્યાકરથી લાખો જ્યોતિ નભે સળગી રહે,
તમ કરથી સળગી ત્યમ કૈંક જીવનની જ્યોત;
ઝળહળતા ભાગ્યાક્ષર કૈંકતણા ઝબકી ઊઠ્યા,
જીવનવ્યોમ દીઠો નવચેતનનો ઉદ્યોત!
મારાં નેહનમન તમ ચરણે, ગુરુજી! નિત્ય હો! ૮

સુખમાં સુખ તો તમે ગણ્યું બસ વિદ્યાદાનમાં,
દુખમાં દુખ જીવનમાં દેખાડ્યું અજ્ઞાન;
રવિશાં તેજે ને તાપે તમ નયન ઝગારતાં,
પણ ઉરથી સહુ પામ્યાં ચંદ્રસુધારસપાન!
મારાં નેહનમન તમ ચરણે, ગુરુજી! નિત્ય હો! ૯

કૈંક વસંત અને હેમંત વહી ગઇ પૃથ્વીએ,
તમ જીવન તો ધન્ય વિરાજે પ્રભુઉરમાંય;
એ કલ્યાણપથે પદ ધરતી આ "કલ્યાણિકા"
તમ ચરણે મૂકી હું થાઉં કૃતાર્થ સદાય!
મારાં નેહનમન તમ ચરણે, ગુરુજી! નિત્ય હો! ૧૦

# કવિ નર્મદનું મંદિર

• ધ્વનિત* •

વીર નર્મદ ! તું જગમાં લડી જંગ ગયો ;
તુજ વીરછબી નિરખી ચખ અશ્રુ ભરે !
કંઇ પુષ્પ નવાં ખીલતાં તુજ પ્રેમ-કરે
સ્થળ સર્વ વિખેરી દઈ કૃતકૃત્ય થયો ;

તુજ પ્રેમઝરો નિશદિન અખંડ વહ્યો,
ભરી બંધુઉરે ભૂમિ કારણ દાઝ ખરે,
જહીં તેહ અમાસ પછી જ્યમ આભઉરે
ચઢતો અમીચંદ્ર દીપે ત્યમ દીપી રહ્યો !

* મૂળ ઇટાલિયન કાવ્યસાહિત્યમાં ઉદ્દ્ભવેલા "સોનેટ"ના પ્રકારને અંગ્રેજી સાહિત્ય મારફતે ગુજરાતી કાવ્યસાહિત્યમાં લાવવાનો દાવો રા. બ. ક. ઠાકોર કરે છે, પણ તે માત્ર તેની ચૌદ લીટી પૂરતો અને વિચારના એક જ બિંદુ પર થતા કાવ્યના ઉઠાવના સંબંધમાં છે. બાકી એમણે લખેલાં કહેવાતાં સોનેટોમાંનું એક પણ સોનેટ યુરોપીય સાહિત્યમાં એની સિદ્ધ થયેલી વ્યાખ્યા પ્રમાણે લખાયેલું નથી જ. સોનેટની દેહરચના માટે આવૃત્ત સંધિવાળા પ્રવાહી છંદની તેમજ પ્રાસાનુપ્રાસની જે ખાસ વિધિ યુરોપમાં સિદ્ધ થયેલી છે, તે એ સોનેટોમાં જળવાયેલી નથી જ. એ મૂળ વિધિ પ્રમાણે ખરેખરું સોનેટ ઇ. સ ૧૯૦૩ માં આ "કવિ નર્મદનું મંદિર" પ્રથમ જ લખાયેલું છે. એ ઐતિહાસિક સત્ય નોંધવું અહીં ઇષ્ટ ધાર્યું છે.

તુજ પુષ્પ સુવાસિત છે હજી નૂતન હ્યાં,
દિનદિન નવીન સુભાવ ઉરે જગવે;
તુજ લેખ સ્વદેશની ભક્તિનું મંદિર છે,

જહીં દેશપૂજા પ્રીતથી કરવા શીખવે,
વળી પ્રેમ સુશૌર્ય બન્યું વીરજીવન જ્યાં,
ગુરુ નર્મદ ધન્ય ઊભો તહીં તું વીર છે!

## કવિ નર્મદની શતાબ્દી

• અગ્નિશિખા છંદ* •

૧

સો સો વર્ષતણાં કંઇ વહાણાં વાયાં તુજ પર, હો ગુજરાત!
સો સો વર્ષતણી સંધ્યાનાં તારાં સ્વપ્ન સર્યાં અભિજાત:
સો સો દીપાવલિ ઉલ્લાસી,
સો સો નવલ વસંત વિકાસી,
સો સો વર્ષા વરસી ગઇ ને તારી ખીલી આ મહોલાત!
કોની તગતી ત્યાં તાસીર?—
એ તો કવિ નર્મદવીર!
એ તો કવિ નર્મદવીર!
ધન ધન હો નર્મદવીર!

* આ નવા છંદની રચના માટે ૨૮મા પૃષ્ઠ પર "સૌની પહેલી ગુજરાત"ની નીચેની નોંધ વાંચવી.

૨

આજે જેનાં સ્મરણાં જગવે ઝરણાં કંઇ અંદર ને દૂર,
અણુભૂલાતી જેની મોટપ પ્રગટે ભાવથકી ભરપૂર:
જ્યારે કાવ્યે કવિતા છોડી
શબ્દઝમકમાંહીં જ રતિ જોડી,
નવનવ ભાવભરી રસવાણીથી તવ જેણે દીધાં નૂર,
ને વાળ્યાં તે અવળાં નીર:
રસનંદન નર્મદવીર!
અમ વંદન નર્મદવીર!
ધન ધન હો નર્મદવીર!

૩

જ્યારે પ્રેમવિહોણાં હૃદયે માણ્યો સૂનો ભર સંસાર,
જ્યારે દશા ગુલામી વેઠી ભૂલ્યાં શૌર્યતણા ઉદ્ગાર,
ત્યારે અંતરમાં ઉભરાતા
સાચા વીર્યથકી છલકાતા
કોણે પ્રેમશૌર્યના મોંઘા મંત્રો દીધા જગઝલકાર?
એવો આવ્યો કોણ ફકીર?—
રસિયો એ નર્મદવીર!
બળિયો એ નર્મદવીર!
ધન ધન હો નર્મદવીર!

૪

ધોમે ધગધગતા આકાશ સમું જ્યાં સૌ દિસતું વેરાન,
જુલમી રૂઢિતણાં જડબંધનથી જ્યાં સર્વ હતાં હેરાન,
મર્દાની શિર વ્યોમ ધરીને,
વાણી વર્તન જોમ ભરીને,
કોણે ત્યાં યાહોમ કરીને ઝુકવ્યું જીતવાને મેદાન,
ને તોડી ફોડી જંજીર?—
વીરો એ નર્મદવીર!
શૂરો એ નર્મદવીર!
ધન ધન હો નર્મદવીર!

૫

ભાષારત્ન રહ્યાં વેરાઈ, જ્યાં ત્યાં લાગ્યાં રજ ને દોષ,
જાણે કો નવ નિજ પૂંજીને, માણે અંધારે સંતોષ;
ત્યાં નિજ તનમનધનથી, શ્રમથી,
વર્ષોના અવિરત ઉદ્યમથી,
કોણે તારકભર નભશો ભરી દીધો ગુર્જરીનો ધનકોષ,
ને દાખ્યું નિજ અજબ ખમીર?—
એકીલો નર્મદવીર!
ટેકીલો નર્મદવીર!
ધન ધન હો નર્મદવીર!

૬

જેણે કલમ ધરી નિજ કરમાં રાખી અંત સુધી બહુ તેજ,
જેણે ટેક ધરી કીધી કુરબાની સ્વીકારી નિજ ફેજ;
જેણે મમરા પૌંઆ ફાક્યા,
કોરા કૈંક દિનો નિજ આંક્યા;
ગુર્જરીની સેવા કાજે જે ભૂખિયો દુખિયો સૂતો સેજ:
આત્માનો એ કોણ અમીર?—
ખાખી એ નર્મદવીર!
લાખી એ નર્મદવીર!
ધન ધન હો નર્મદવીર!

૭

ઘંટી કાળતણી રહી ફરતી ત્યાં નહિ તખ્ત રહ્યાં નહિ તાજ,
રાજા પ્રજા વિભવ ને લક્ષ્મી, સૌ મોટાઇ થશે તારાજ:
પણ આ વાણીના મંદિરમાં
પુષ્પ ગૂંથાયાં જેના શિરમાં,
તેની અક્ષય કીર્તિ તપે જગમાં, છે તેનો અમર અવાજ!
એ તો સરસ્વતીનો પીર:
એવો કવિ નર્મદવીર!
દેવોનો નર્મદવીર!
ધન ધન હો નર્મદવીર!

૮

મનુજહૃદયને વીંટી હેતી અમ્મરગીતતણી છે વેલ,
જીવનરસથી રહે પોષાતી, સ્નેહજળે સંતત સિંચેલ :
સૂરજ, ચંદ્ર, ગ્રહો ને તારા,
પૃથ્વી, સાગર, વર્ષાધારા,
વિશ્વકવીશ્વરના મહાગીતે એ સૌ પૂરે નિજ સ્વરમેલ :
ગાયું કોણે એવું ગભીર ?—
ગાયક એ નર્મદવીર !
લાયક એ નર્મદવીર !
ધન ધન હો નર્મદવીર !

૯

ખોલ્યાં વ્યોમ નવાં ગુર્જરીનાં, વેરી નવનવ તારકફૂલ,
જેની શૌર્યભરી તેજસ્વી વાણી કરતી સૌને ડૂલ :
અંધારાની આંખ ઉઘાડી,
શંકા વહેમતણા ગઢ પાડી,
પડતો આથડતો પણ ધસી અગાડી જય પામ્યો અણમૂલ :
એવું કોનું તાક્યું તીર ?—
નિર્ભય એ નર્મદવીર !
જયજય એ નર્મદવીર !
ધન ધન હો નર્મદવીર !

## ૧૦

ભૂલ્યો હોય હશે સત્પંથે : ડૂબ્યો તોય મનુજઉરઘાટ :
એની નાનમ ગઇ વપુ સાથે : એની મોટપ આપણુ માટ!
એનાં સ્વપ્ન ફળ્યાં ને ફાલ્યાં,
એનાં ચિત્ર ઊઠ્યાં ને ચાલ્યાં,
એણે ઢાંક્યાં સત્ય ઉઘાડ્યાં ને બતલાવી વિક્રમ વાટ :
એનો ટેક ડગ્યો ન લગીર :
બાંકો એ નર્મદવીર!
લાખો એ નર્મદવીર!
ધન ધન હો નર્મદવીર!

## ૧૧

તુંને કોણે ગરવી કહી સંબોધી, હો મુજ ગુર્જરમાત?
કોણે દિશદિશ ઘૂમી અજવાળી તુજ ઊંચી સુંદર જાત?
કોણે દૂધ તારાં દીપાવ્યાં?
તુંમય થઇ તુજ તેજ બઢાવ્યાં?
ગુણવંતી ગુજરાતે નર્મદ, નર્મદથી ગરવી ગુજરાત!
કોણ થયો તુજ કીર્તિ-અધીર?—
વિરલો એ નર્મદવીર!
હીરલો એ નર્મદવીર!
ધન ધન હો નર્મદવીર!

૧૨

એનું બોયું બીજ ઊગ્યું ને આજે ભર ઝૂલાયું ઝાડ,
એનું હૃદય ઠર્યું નિજ ધ્યેયે, નવ ઇચ્છ્યું કો ફળ કે પાડ:
એવાનાં તે સ્મારક કેવાં?
નવ એ છૂટે અક્ષરદેવાં:
એનો ઝળળ કસુંબી ધ્વજ ફરકાવી કરશું તેજઉઘાડ!
ને ધરશું ઊંચાં અમ શીર!
જયજય અમ નર્મદવીર!
જયજય અમ નર્મદવીર!
ધન ધન હો નર્મદવીર!

## ગુર્જરીનો અશ્રુપ્રવાહ*

(મંદાક્રાંતા)

ઊભાં ઊંચાં ગહન ગજશાં વૃક્ષ ગંભીર ડોલે,
પંખીડાં ત્યાં મધુર સ્વરથી નાચતાં કંઠ ખોલે;
ધીમે ધીમે રસિક રમતી મીઠડી લ્હેર આવે,
ને પુષ્પોમાં મધુર રસ ત્યાં રેડતી જાય ભાવે. ૧

ઊડી ઊંચે બુંદડી ફરતા મોતી વેરે ફુવારા,
હંસો દોડી રમત કરતા એ ઝીલે દિવ્યધારા;
આજૂબાજૂ વિટપ તરુની છે ઘટા મોહકારી,
ઝૂલી જ્યાં ત્યાં નવલ કુસુમો એ વિભા દે વધારી. ૨

આકાશેથી શશી રવિ તથા તારલા તેજ સીંચે,
તેમાં ના'તાં તરુ કુસુમ સૌ વાયુ-ઉત્સંગ હીંચે;
રામાકેરાં રસનયનશા સોહ્ય છે માંહ્ય ક્યારા,
ભૂરે વ્યોમે રસ ટપકતી ઝીલી લે સ્નેહધારા. ૩

* સાક્ષરવર્ય ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠીનો સ્વર્ગવાસ: તા. ૪ થી જાન્યુઆરી ૧૯૦૭.

પાસે વ્હેતું અમરઝરણું કાલરેખા સમું ત્યાં,
ઊંડા એના ઉરસલિલમાં તત્ત્વ છે કૈંક ગૂંથ્યાં;
એ લીલામાં સુભગ ઝગતી વાટિકા આ હસંત,
આવી જાણે રસરસ થતી આ વિરાજે વસંત! ૪

(વસંતતિલકા)

એ વાટિકામહીં વસે અધિદેવી એની,
ગાઈ ગયા જગ ઘણા જન કીર્તિ જેની;
પ્રેમી, સુકોમલ, વિલાસી, મીઠી, રસીલી,
દેવી જુએ ફરતી આજ વસંત ખીલી. ૫

જે દેવમૂર્ત્તિ પ્રિય બાલક સ્નેહમીઠાં
પામ્યાં પ્રસાદ અમી દેવીકરેથી દીઠાં,
આ વાટિકામહીં પ્રીતે સહુ તે પધારે,
દેવીતણું ઉર ભરે કલગાનધારે. ૬

બેસી તહીં ઝરણુ પાસ વિલાસી દેવી
એ બાળની રમત સ્નેહથી જોય એવી:
કો મોરલી નિજ ઘડીભર ત્યાં સુણાવી
ચાલી જતું પલકમાં નિજને છુપાવી. ૭

કો પુષ્પ સાથ રમતું રમતું હસે છે,
કો પક્ષીને પકડવા ધૂનમાં ધસે છે:
દેવી વિહાર સહુનો હરખાતી જોતી
વેરે અમીકુસુમ સર્વની પાસ મો'તી. ૮

(અનુષ્ટુપ્)

એવા રમ્ય વિલાસોમાં દેવીના દિન જાય છે,
કદી કો બાલવિયોગે દેવીમુખ મુઝાય છે. ૯

તથાપિ બાલકો બીજાં આવીને દેવી રીઝવે,
સૌનાં કાલાં વચનો ને મીઠડાં ગાન ત્યાં સ્રવે. ૧૦

(વસંતતિલકા)

દેવી તહીં ઝરણુ આગળ એક દિને
એ વાટિકાતણી વસંત જુએ ઠરીને :
કૈં બાલકો તહીં રમે ફરી આસપાસ,
ને વાટિકામહીં અનન્ય કરે વિલાસ. ૧૧

ગંભીર એક તહીં સુંદર બાળ આવ્યો,
તે મોરલી નિજ સુહસ્ત વિચિત્ર લાવ્યો ;
સ્નેહાંગુલી સહજ ફેરવી વેણુ વાઈ
છાયાં બધાં ઉર અલૌકિક ગાન ગાઈ! ૧૨

મધ્યે શિરે દિધ સરસ્વતી ચંદ્ર શોભે,
પૂગે પ્રભા અતુલ જેહની વિશ્વમોભે ;
ને અંગુલીમહીં પ્રફુલ્લ સુગાનભદ્રા
દીપે કરે વિરલ અદ્ભુત સ્નેહમુદ્રા! ૧૩

દેવીતણે ચરણુ બાલક એ પડ્યો ત્યાં,
આશિષ શીર્ષ લઇ કાંઇ લીધી પ્રતિજ્ઞા;
બેઠો પછી ઝરણુને તટ એ જઇને,
પ્યારો ઘણો હૃદય દેવીતણે થઇને. ૧૪

જાણે નહીં રજનિ કે દિન બાળ એ તો,
જાણે નહીં કનકપુષ્પપ્રવાહ વ્હેતો;
તે મોરલી નિજ અલૌકિક એકતાને
વાતો ભરે જગત મોહ અપૂર્વ ગાને! ૧૫

ડોલાવી દીધી સ્વરમાં નિજ વાટિકા તે,
સૌ બાળ પંખી ઝીલી લે સ્વર ભાતભાતે;
દેવી તણી રસિક સુંદર ગાઇ લીલા,
ઊંડા વને વિરલ રાગ ભર્યા રસીલા. ૧૬

દેવી સુણે અમર અદ્‌ભુત વેણુ એની,
બેસી વિલીન લહરીધૂનમાંય તેની:
ધીમે ધીમે ઝરણુવારિ વધ્યાં જ જાય,
ના દેવી કે રસિક બાળ જુએ જરાય! ૧૭

(સોરઠા)

સહસા ધસતો ત્યાંય ખળકો આવ્યો જળતણો,
લઇને નિજ ઉરમાંય, ગયો લપેટી બાળને! ૧૮

તૂટ્યા તૂટ્યા સૂર રહી ગયા તે વેણુના;
ખળકો ચાલ્યો દૂર, બાળ અદૃશ્ય થઈ ગયો! ૧૯

(ઉપજાતિ)

અંધાર આકાશ વિષે તણાયો,
અને કડાકો ઝટ સંભળાયો,
ને વીજળી ત્યાં પડી વ્યોમ ચીરી:
દેવી ઊઠી ત્યાં ચમકી અધીરી! ૨૦

દેખાય ના બાળક તે કિનારે,
ના વેણુના સૂર સુણાય ત્યાં રે!
ધસી ફુંફાડે ઝરણું વહે છે,
રે સ્તબ્ધ ત્યાં દેવી થઈ રહે છે! ૨૧

અને પડી ત્યાં વીજળી ફરીથી,
તે વાટિકાને ચમકાવી દીધી;
ને દેવીએ દૂર પડેલી દીઠી
તે મોરલી અદ્‌ભુત, ભવ્ય, મીઠી! ૨૨

સ્નેહે લઈ વેણુ કરે ઉપાડી,
દાબી ચૂમી તે હૃદયે લગાડી,
દેવી રડે ત્યાં અતિ શોક ઊંડે:
વસંત એ અશ્રુપ્રવાહ બૂડે!— ૨૩

(ગરબી*)

"મીઠા મોરલીધર ગુર્જરીના બાલુડા!
　　વિશ્વવિલાસસુવાસભર્યાં તુજ વેણુ જો!
ક્યાં તુજ પગલાં તેજ પનોતાં પાથરે!
　　સ્વર્ગપ્રભા ઝરતાં રસિયાં તુજ નેણુ જો!
　　　　મીઠા મોરલીધર ગુર્જરીના બાલુડા!

ઊંડા દિવ્યપ્રદેશથકી સરી આવતી
　　મોંઘેરી તારી મોરલીની તાન જો!
મધુરાં, કોમલ, સ્નેહરસ્યાં, સુણાવતી
　　ગંભીર, ઊંડાં મનુજહૃદયનાં ગાન જો!
　　　　દૈવી મોરલીધર ગુર્જરીના બાલુડા!

"સૂની સૂની લાગે આ મુજ વાટિકા:
　　બાળકડાં પંખીડાં દીન મુઝાય જો!
તું જ્યાં બેઠો ત્યાં નહિ કોઇ ઊડી શકે:
　　વિલાસ મારા અધુરા રે રહી જાય જો!
　　　　મોંઘા મોરલીધર ગુર્જરીના બાલુડા!

"મુજ ઊંડી આશાના વહાલા વીરલા!
　　મૂકી ગયો જે મોરલી તુજ આ ઠાર જો,
તેમાં તારાં અધૂરાં સ્વપ્ન કળીશ હું:
　　એ મુજ દંડ અને મુજ કરશણગાર જો!
　　　　મંગલ મોરલીધર ગુર્જરીના બાલુડા!

* "ઓધવજી સંદેશો કહેજો શ્યામને"—એ ચાલ.

"તુજ રવ મધુરા મધુરા સઘળે સાંભળું:
તેજતિમિરમાં હસતું મુખ તુજ જોઉં જો:
પ્રેમઝરણુમાં નિર્મલ ઉર ના'તો દીસે:
એ તુજ રાસ અખંડ વિષે ચિત પ્રોઉં જો!
મોહન મોરલીધર ગુર્જરીના બાલુડા! ૨૮

(ઇંદ્રવજ્રા)

દેવી રડે છે અતિ શોક ઊંડે,
ને ચક્ષુઓ અશ્રુપ્રવાહ બૂડે;
હાથે ધરી તે પ્રિય મોરલીને
દેવી પડે ત્યાં મુખ આંસુભીને. ૨૯

દેવી રડંતાં સહુ બાળ રોય;
વર્ષા અહીં આજ વસંત જોય!
ને વાટિકા અશ્રુ વિષે તણાય:—
વાયુ ગયો–પુષ્પ તૂટ્યું જણાય! ૩૦

(દ્રુતવિલંબિત)

તિમિર ત્યાં ખસતું ઝરણુાતટે,
તુમુલ વારિ ધીમે જ ધીમે ઘટે;
અકલ એ વિધિચક્ર વિચારતી,
કંઇક દેવી ઊઠે ધીર ધારતી. ૩૧

## મટુભાઈ*

• પદ † •

પોહ ફાટ્યો ને ફૂટ્યા પોયણા રે,
તૂટ્યા આભતણા અંધાર જો :
સૂરજદેવે કિરણો મોકલ્યાં રે,—
ચાલ્યો આત્મા ભરઝલકાર જો :
ધન્ય જીવન તારું, હો વીરલા રે ! ૧

તેજે વ્યોમ ધરા સહુ તગતગે રે,
ઝળહળતા ઝૂલે બપ્પોર જો,
વીરા ! ચાલ્યો કિરણે મહાલતો રે :
અમ હૈયે અંધારાં ઘોર જો :
અદ્‌ભુત તારા મારગ ઊઘડ્યા રે ! ૨

* "સાહિત્ય" માસિકના વિખ્યાત તંત્રી સ્વર્ગસ્થ મટુભાઇ હરગોવિંદદાસ કાંટાવાળા. મરણ તા. ૧૫ મી નવેમ્બર ૧૯૩૩. હું બહુ માંદો હોવાથી એમના ઓચિંતા અવસાનના સમાચાર મેં તા. ૨૦ મીની બપોરે (પાંચ દિન પછી) "ગુજરાતી" પત્રમાંથી જાણ્યા. ભાઇ મટુભાઇ મારા પરમસ્નેહી હતા એ તો ગુજરાતની સાહિત્યરસિક જનતાને ખબર છે. એમના અવસાનથી મારા હૃદયને કદી ન પૂરાય એવી ખોટ ગઇ છે. લાગણીનાં પૂર અશ્રુધારે વહેતાં વહેતાં તે જ સાંઝે આ કાવ્ય લખાયું, પણ મૌનની વ્યથા વાણીમાં સમાઇ નથી જ શકતી. એટલે વ્યથાના મૌનમાં જ એ સૂર પાછા સમાયા.

† "ઓધવ ! એક વાર ગોકુળ સંચરો રે !"—એ ચાલ.

નહીં કો આવ્યાં સ્વપ્નાં દૂરનાં રે,
નહીં કો આપ્યાં ઉરનાં કહેણુ જો:
દીઠી જ્યોતિ અકથ આનંદની રે,
ને તું ચાલ્યો ફેરવી નેણુ જો!
મધુરા પંથ હજો તુજ, વીરલા રે! ૩

અણુસુણ્યાં સંગીત વહે પથે રે,
અણુદીઠા જ્યોતિના રંગ જો;
પળપળ આવે વધતી માધુરી રે,
પળપળ સરતાં લાગે અંગ જો:
વીર! પળ્યો તું એ નવભૂમિમાં રે! ૪

અંતરનું અંતર તૂટ્યું અહીં રે,
ફૂટી એક અમારી આંખ જો:
તું ઊંચે જઇ ઊડે ગેબમાં રે,
તૂટી અમ પંગુની પાંખ જો!
અધૂરાં ભાગ્ય અમારાં ભૂ પડે રે! ૫

સેવા કીધી સંતત માતની રે,
શુદ્ધ બજાવ્યો તેં તુજ ધર્મ જો:
આજે રડતી સમરે ગુર્જરી રે
સૌ તુજ દેશપ્રીતિના મર્મ જો:
કેમ ભુલાય કદી મટુભાઇને રે! ૬

સાદો, સીધો, સૂધો, સંયમી રે,
સજ્જન, સાચાબોલો, શૂર જો;
તું આંબો દેતો ગુર્જરત્વને રે
બહુ વેલાને આશ્રય નૂર જો:
વીરા! ક્યાં જડશે તુજ જોડલી રે! ૭

દિનભરનું કીધું ઘડી એકમાં રે,
ઘડીનું કીધું પળમાં કામ જો:
શતગુણ કાળ શ્રમે તેં જોગવ્યો રે,
વીરા! લે અવિચળ વિશ્રામ જો!
પ્રભુ સોડે સૌ થાક ઉતારજે રે! ૮

દિનદિન નવલ ઉષા ઊતરે અહીં રે,
દિનદિન રજની તિમિરે છાય જો;
વીરા! મનની સૌ મનમાં રહી રે,
અધૂરાં ઓછાંનું જગ થાય જો!
જળતી પૃથ્વીનાં શાં ઠારવાં રે? ૯

પ્રિય! હું જેની જોતો વાટડી રે,
તેને ઝડપી લીધું તેં જ જો!
શું ઓછપ આવી મુજ ભક્તિમાં રે,
કે વીસરે પ્રભુજી મુજને જ જો?
વીરા! પ્રભુજીને સંભરાવજે રે! ૧૦

ઘડી અધઘડીનાં વસવાં પૃથ્વીનાં રે,
શું સમજે જગનાં મહેમાન જો?
વીરા! છે પ્રભુધામ જ આપણું રે,
એ અવિચળ આનંદનિધાન જો:
પ્રિય! ત્યાં ફરશું સ્નેહલ સાથમાં રે! ૧૧

ધરણી ધગશે, સાગર ઘોરશે રે,
વહેશે તડકાછાયા વ્યોમ જો:
તું પ્રભુની પ્રભુતામાં રાચજે રે!
તુજ ગુણ ગાવા છે અમ હોમ જો!
વીરા! પ્રભુપદમાં મંગલ બધે રે! ૧૨

## ઇલ્મમક્કાનો હાજી*

(ગઝલ)

ખૂબ કરી જો ઇલ્મની સોદાગરી હાજી ગયો :
બેકદર ગુજરાતની કરી ચાકરી હાજી ગયો !
ખૂબ કરી. ૧

જ્યાં ભર્યાં'તાં આસમાને ઘોર કાળાં વાદળાં,
રંગ ત્યાં બેમૂલ કૈં કૈં ચીતરી હાજી ગયો !
ખૂબ કરી. ૨

જ્યાં જમીને ગૂંચવાતાં ધૂળઢગ ને ઝાંખરાં,
બાદશાહી બાગ ફૂલનો ત્યાં કરી હાજી ગયો !
ખૂબ કરી. ૩

ગુર્જરીનું ઇલ્મમક્કા પાક કીધું હજ કરી,
એક હજરતની ફકીરી દિલ ધરી હાજી ગયો !
ખૂબ કરી. ૪

* વિખ્યાત "વીસમી સદી" માસિકના તંત્રી અને માલેક સ્વ. હાજીમહમદ અલારખિયા શિવજી.

એ મહોબ્બત! નાઉમેદી! એ જુવાની ગુલભરી!
તમ ફકીરીની અમીરી આ હરી હાજી ગયો!
ખૂબ કરી. ૫

એ અમીરીના સખુન પર ત્યાં ફિરસ્તા છે ફિદા:
અહીં ન જાણ્યું મોતી શાં શાં વીખરી હાજી ગયો!
ખૂબ કરી. ૬

રો હવે ગુજરાત! રો, રો! ના પિછાન્યો જીવતાં:
આંસુના દરિયાવ એવા કૈં તરી હાજી ગયો!
ખૂબ કરી. ૭

ના અદલ ઇનામ જગનું; એક કુરબાની દિલે:
કૈં અમીરી, કૈં ફકીરી, સંઘરી હાજી ગયો!
ખૂબ કરી. ૮

# કાન્તનું સ્વર્ગપ્રયાણ

• દિવ્ય •

સ્વામીના સેવક વ્હાલા,
હો ગુર્જરીના મણિ કાન્ત,*
પ્રભુના અમૃતરસ પ્યાલા,
તેં પી પાયા મરણાન્ત;
તુજ આત્મન્માર્ગ નિરાળા
ક્યાં શોધ્યા આખર, શ્રાન્ત
છોડી જગપંથ નમાલા
ક્યાં જઇ પામ્યો એકાન્ત ? ૧

વ્હાલા ! તુજ હૃદયસિતારે
જ્યાં છેડ્યા પૂર્વાલાપ,
મૃદુ ઝરતી અમૃતધારે
પળ ભૂલ્યા સૌ જગતાપ;
તુજ અંગુલિ તારે તારે
ભરતી માધુર્ય અમાપ;
ક્યાં જઇ શોધું જગઆરે
તુજ અદ્ભુત ગાનપ્રતાપ ? ૨

* સ્વર્ગસ્થ કવિ મણિશંકર રત્નજી ભટ્ટ.

હો બંધુ, ગયો તું ચાલી
કુદરતશું ફરવા દૂર;
લાગ્યાં શું અમ ઉર ખાલી
ચોગમ દ્વેષે ચકચૂર?
સંભારી સ્વર્ગે વહાલી
અહીં વાળ્યાં આલમનૂર?
ત્યાં ચાલ્યો ગાવા મહાલી
શું ગાન પરમ રસપૂર? ૩

તુજ હૈયાની બલિહારી
અહીં જોઇ અમે કંઇ ઓર,
તુજ સ્નેહવસંતે ભારી
લચતા મૃદુતાભર મોર:
કંઇ કંઇ ધારી અણુધારી
તુજ હૈયે તપી બપોર!
ન્યારી, વહાલા, રે ન્યારી
તુજ કુસુમ સમી ઉરદોર! ૪

ડોલી બહુ તારી કીસ્તી
ભવસાગરને તોફાન,
ખોળી હસ્તી ને નીસ્તી
તું રોજ રહ્યો હેરાન;

તુજ નજર કદી નવ ખિસતી*
　　જ્યાં ઝગતું દૂર નિશાન,
તુજ સફર સફળ થઇ દિસતી
　　સ્વામીકર દઈ સુકાન. ૫

શું 'નથી ઇશ્વર દુઃખીનો'?
　　શું 'કર્તાની કૃતિ ક્રૂર'?
જીવનભર તો રસભીનો
　　તું, બંધુ, રહ્યો ક્યમ પૂર?
જો લેવો લહાવ અમીનો,
　　તો વિષ પણ પીવું શૂર:
એ મહાપિતા પ્રભુજીનો
　　છે પ્રેમવિલાસ જરૂર. ૬

માગ્યું તે આજ મળ્યું છે,
　　શોધ્યું તે જડ્યું ઝવેર,
ઠોક્યું તે પણ ઊઘડ્યું છે:
　　હો વહાલા, પ્રભુની મહેર!
ત્યાં દેવ પરસ્પર પૂછે
　　દ્વારે ઊભા રસભેર,
એ આજે સ્વર્ગે શું છે?—
　　રસદેવ, પધારો ઘેર! ૭

* જૂના ગુજરાતી કવિઓ ભાલણ વગેરેનાં કાવ્યોમાં આ શબ્દ 'ખસતી'ને ઠેકાણે વપરાયેલો છે. અહીં પ્રાસની પૂર્ણતા માટે એ શબ્દ રાખ્યો છે.

દુનિયાએ અળગો કીધો,
　　તે કરવા પ્રિય વધુ આજ,
વહાલાંએ ઘા ઉર દીધો,
　　તે ચુંબન કરવા કાજ;
તેં સ્નેહસુધારસ પીધો,
　　લઈ પ્રભુઘેલાંનો સાજ:
જો, પ્રભુએ ખોળે લીધો
　　ને શિર મૂક્યું સુરતાજ! ૮

જન્મે જન્મે ઉર કસવું,
　　એ છે વિધિની શુભ નેમ,
જોવા અંધારે ધસવું,
　　લેવા ખોવું જગક્ષેમ;
દુનિયામાં દુઃખે હસવું,
　　ને સુખમાં રડવું તેમ:
વહાલા, વિભુઉરમાં વસવું
　　તું સમજ્યો સાચી પ્રેમ. ૯

દિનઉરની શોભા ખોલે
　　સૂર્યાસ્તે ભર આકાશ,
જીવન જ્યાં ચઢતું ઝોલે
　　ત્યાં આત્મા ભરે મીઠાશ;

નભગંગા પૂરી લોલે
 જ્યાં આંજે આંખ અમાસ,
જીવન અવસાને ખોલે,
 ને પૂરે પ્રભુજી આશ. ૧૦

વહાલા, પ્રભુપદ તું ખેલે
 છેડી તુજ વીણાતાર,
અહીં વહતી રસભર રેલે
 મધુરી ધીરી સ્વરધાર;
રોતી ઉરપાર ઉકેલે
 ગુર્જરી તુજ ગાનપ્રકાર:
શા રંગ હશે સુરમહેલે?—
 મુજ આંખ ઊડે જગપાર! ૧૧

ઊગશે રવિ ને આથમશે,
 રહેશે સત્ય જ ને સ્નેહ,
આગળ પાછળ નભ નમશે,
 વચ્ચે તપશે રવિદેહ:
તુજ ગાન પિતાઉર શમશે,
 ભરશું ઉર એ રસલેહ,
ત્યાં તુજ રતિઘન ધમધમશે,
 વહાલા, અહીં જ્યોતિર્મેહ! ૧૨

# કલાપીની જયંતી

• રાગ આશાવરી–ત્રિતાલ •

ક્યાં ગયો કલાપી રાજવી ગુર્જરજનનો ઉરચોર?
ક્યાં સરસ્વતીનો લાડીલો તે ઊડી ગયો કવિમોર?

વનવનનાં પંખી જાગ્યાં, જનમનમાં શર કંઇ વાગ્યાં:
તનતનમાં નવરસ પૂરતા કોણે ઉગવ્યા અંકોર?
ક્યાં ગયો કલાપી. ૧

મીઠીમધ રસભર વાણી, પદપદ દે મનહર લહાણી:
કોણે મદભર સ્વરનૃત્યથી ગજવ્યું અંબર ઘનઘોર?
ક્યાં ગયો કલાપી. ૨

હૈયાનાં વેદન લાખો, અમીઝરણ વહી તુજ આંખો:
વીંધી અમ ઉર ટહુકાથકી ક્યાં કરે હવે કલશોર?
ક્યાં ગયો કલાપી. ૩

જુગજુગનો સ્નેહલ જોગી, જુગજુગનો આતમભોગી:
ઉરઉરની પ્રેમકથા કરી ક્યાં લઈ ગયો ઉરદોર?
ક્યાં ગયો કલાપી. ૪

અમૃતનાં વિષ તેં ચાખ્યાં, વિષને અમી કરી તેં રાખ્યાં:
ગુર્જરઉર નવ કદી ભૂલશે તુજ કવન અદલ કંઇ ઓર!
ક્યાં ગયો કલાપી. ૫

## કવિશ્રી નાનાલાલનો જન્મસુવર્ણમહોત્સવ*

• ગરબી[1] •

ગુર્જરીના કવિકોકિલ નાનાલાલ હો!
રસલીલી ખીલી તુજ હૃદયવસંત જો;
તુજ ટહુકે મોર્યાં ગુર્જર આકાશ આ,
દિશદિશની ઊઘડી કંઇ દેવદિગંત જો.
ગુર્જરીના કવિકોકિલ નાનાલાલ હો! ૧

વનઉપવન ગાજે તુજ મધુરા શબ્દથી,
પંખીડાં પૂરે કંઇ કિલકિલ નાદ જો;
તુજ પડઘા ઝીલે કંઇ કંઇ રસબાલુડાં,
જાદુગારા છે તુજ ગાનપ્રસાદ જો!
ગુર્જરીના કવિકોકિલ નાનાલાલ હો! ૨

તારા સ્વરબ્રહ્માંડે બ્રહ્મ સભર ભર્યો,
તુજ સૂરે ફૂટ્યાં નવતારકલોક જો!
તુજ પ્રશ્નોની માળા વ્યોમગળે ઝૂલે,
દીઠા–અણદીઠા તુજ ઊંચા ગોખ જો!
ગુર્જરીના કવિકોકિલ નાનાલાલ હો! ૩

*તા. ૨૭ એપ્રિલ ૧૯૨૭.
૧. "ઓધવજી સંદેશો કહેજો શ્યામને"–એ ચાલ.

નહીં મસ્તી, નહીં ક્ષોભ, ન ઉરધમસાણુ કૈં,
લાડીલી મીઠી તુજ ઉન્નત વાણુ જો;
સત્ય સનાતન તુજ હોઠે ફરી કંઇ સર્યાં,
જગવ્યા જનમાં દેવજીવનના પ્રાણુ જો!
ગુર્જરીના કવિકોકિલ નાનાલાલ હો!

ક્ષણિક કળાનાં ને કુદરતનાં બંડ ભડ઼ા,
અવિરત છે વિશ્વે તો ક્રમ સંવાદ જો:
આજે તુજ ગુણુ ગાય બધી ગુજરાત આ,
તુજ નિર્મલ કલરવમાં લે આહ્‌લાદ જો.
ગુર્જરીના કવિકોકિલ નાનાલાલ હો!

આજ વસંતે મોરી અમ રસવાટિકા,
અમર ખીલો ત્યાં તુજ ફૂલોના ફાલ જો!
દેવદીધું તુજ નૂર, જગત શું દઇ શકે?
વીરા! અમ ઉરની તો વંદનમાળ જો!
ગુર્જરીના કવિકોકિલ નાનાલાલ હો!

## અમારો દેશ

• દિવ્ય •

અમે ભરતભૂમિના પુત્રો!
અમ માત પુરાણ પવિત્ર,
રે જેનાં સુંદર સૂત્રો
ઝળકાવે ઉચ્ચ ચરિત્ર;
અમ અંતરને ઉદ્દેશી
કરશું હોકાર હમેશ:
અમે દેશી, દેશી, દેશી!
આ દિવ્ય અમારો દેશ! ૧

અંધાર વિષે અથડાતાં,
કે ફરતાં ભવ્ય પ્રકાશ;
પડતાં રડતાં રગડાતાં,
કે કરતાં હાસ્યવિલાસ;
પળપળ અમ ઉરનિધિએ શી
હા ઊછળે ઊર્મિ અશેષ!
અમે દેશી, દેશી, દેશી!
આ દિવ્ય અમારો દેશ! ૨

ક્યાં હશે હિમાલય જેવા* ?
ક્યાં પુણ્યપવિત્ર જ ગંગ ?
ક્યાં મળે અલૌકિક એવા
સહુ દેશતણા બહુ રંગ ?
ક્યાં મુનિ ઈશ્વરજન બેશી
કરતા પ્રભુપંથ ઉજેશ ?
અમે દેશી, દેશી, દેશી !
આ દિવ્ય અમારો દેશ ! ૩

ક્યાં રામ યુધિષ્ઠિર ઘૂમ્યા ?
ક્યાં ગરજ્યા અર્જુન ભીમ ?
ક્યાં રજપૂત વીર ઝઝૂમ્યા
દાખવવા શૌર્ય અસીમ ?
રે ભૂલિયે તે રીતે શી
અમ અંતરથી લવલેશ ?
અમે દેશી, દેશી, દેશી !
આ દિવ્ય અમારો દેશ ! ૪

નથી રે જીવવું પરઆશે :
છે પારકી આશ નિરાશ ;
નથી કર ધરવો કો પાસે :
સ્વાશ્રયનો છે ઉલ્લાસ ;

* હિમાલયના પહાડો જેવા.

કંઇ પુણ્યપ્રભા જ પ્રવેશી
    અહીં દે અમને ઉપદેશ :
અમે દેશી, દેશી, દેશી !
    આ દિવ્ય અમારો દેશ ! ૫

ધમધમ ધરણી ધ્રૂજવીશું,
    અમ દેશતણાં કરી ગાન ;
જયજય જયનાદ કરીશું,
    દઇશું મોંઘા અમ પ્રાણ !
એ ભક્તિ વસી ઉર, તેશી
    દેજો શક્તિ, પરમેશ !
અમે દેશી, દેશી, દેશી !
    આ દિવ્ય અમારો દેશ ! ૬

## સિંહવીર

• રાગ માઢ—"અમે જોગીઓનાં બાળ" •

અમે સિંહણનાં સંતાન :
સિંહ અમારા ક્ષત્રીપિતા ને
ગર્જન છે અમ ગાન :
અમે સિંહણનાં સંતાન !—

ત્રાડ અમારી તોડે ગગનને,
ફોડે દિશાના કોટ ;
તારક રજનિમાં જાય સંતાઈ,
સાગર પામે ઓટ :
ચોટ અમારી ચંદ્રને ;
અમે સિંહણનાં સંતાન. ૧

ધ્રૂજે ગીરના ડુંગરા ને
ધ્રૂજે વનવન વૃક્ષ ;
તૂટે ગઢના કાંગરા ને
તૂટે પંખીની પક્ષ :
લક્ષ અમારું ગર્જને :
અમે સિંહણનાં સંતાન. ૨

ગગને ગરજે મેહુલો, એવો
વનવનનો વનરાજ;
ઊડે ન આભનાં ડાબલાં તો
એ ગર્જન શા કાજ?
લાજ અમારી લખવસા:
અમે સિંહણનાં સંતાન. ૩

ઊઘડે નયન આકાશનું ત્યાં
આંજે જગતની આંખ;
ખોલે ત્રિલોચન રુદ્ર ત્યારે
પ્રજળે વિશ્વની પાંખ:
ખાખ બને ભડભડ બળી;
અમે સિંહણનાં સંતાન. ૪

બાળે નહીં તે તેજ કેવાં?
વીંધે ન તે શા બોલ?
ત્રાડે ન તૂટે આકાશ, તેવા
કાયરના શા કોલ?
મોલ અમારાં મૂલવિયે:
અમે સિંહણનાં સંતાન. ૫

ઘનગર્જનને પડઘો દઈયે,
સામે મુખ અમ ફાળ :
કુંજરના મદ તોડિયે, એ તો
ખેલે જુઓ સિંહબાળ !
કાળઘેર્યો અહીં આવશે !
અમે સિંહણનાં સંતાન ! ૬

## ભરતભૂમિનું જયગીત

• લાવણી •

ભરતભૂમિના શૂરપુત્ર તે રહ્યા અમે શું રડી રડી?
રહ્યા અમે શું રડી રડી?
ખળભળતા ઊછળે બીજા ત્યાં રહ્યા અમે શું પડી પડી?—

શું ગયા રામ ને કૃષ્ણ અમારા વીરા?
ભીમાર્જુન આદિ ગયા શું પાંડવ ધીરા?
શું ગયા દ્રોણ ને કર્ણ, ભીષ્મ ભડ ગાજી?
પૃથુ, જયમલ, સિદ્ધ, પ્રતાપ અને શિવાજી?
એ સહુ વીરોએ વરસાવી જ્યાં શૌર્યતણી ખૂબ ઝડી ઝડી,
શૌર્યતણી ખૂબ ઝડી ઝડી;
ભરતભૂમિના શૂરપુત્ર તે રહ્યા અમે શું રડી રડી? 1

ક્યાં ગંગા, જમુના [redacted] બ્રહ્મપુત્ર સરિતા તે?
ક્યાં સિંધુ, તાપી, નર્મદા, સાબ્રમતી ક્યાં તે?
ક્યાં કૃષ્ણા, ગોદાવરી અને કાવેરી?
ક્યાં મહાનદી ને મહી?—શૂરજળઘેરી!
એ સર્વ નદીનું પૂર ઊછળતું ગયું હવે શું ચડી ચડી?
ગયું હવે શું ચડી ચડી?
ભરતભૂમિના શૂરપુત્ર તે રહ્યા અમે શું રડી રડી? ૨

ક્યાં ગયું બ્રહ્મનું તેજ? શૌર્ય ક્ષત્રીનું?
ક્યાં ગઈ વૈશ્યની વૃત્તિ?–થયું સહુ હીણું?
શું ગયા શૂર રજપૂત, ધરા ધ્રૂજાવી?
શું ગયા મરાઠા વીર, આણ વરતાવી?
એ સહુની હવે શું કથી કથીને વાત જ કરશું બડી બડી?
વાત જ કરશું બડી બડી?
ભરતભૂમિના શૂરપૂત્ર તે રહ્યા અમે શું રડી રડી? ૩

શી યુરોપકેરી ધજા આજ ફરકાયે!
શી વૃદ્ધિ કરી છે આજ અમેરીકાએ!
જાપાન મચ્યું શું આજ, ધરા કંપાવી!
જગ જોઇ રહ્યું છે શૌર્ય, કુતુક દર્શાવી!
શું અમે જ ત્યારે સૂતા થાકી ખૂબ પરસ્પર લડી લડી?
ખૂબ પરસ્પર લડી લડી?
ભરતભૂમિના શૂરપુત્ર તે રહ્યા અમે શું રડી રડી? ૪

"શું હૃદય થયાં છે આજ શૂન્ય કંઇ એવાં,
"લાગે ન કટુવચનબાણુ વજ્રના જેવાં?
"શું ગયું હવે ચૈતન્ય? જડત્વ સમાયું?
"શું દેશભક્તિનું પ્રેમઝરણુ સૂકાયું?"—
રે વીરબંધુઓ! એ હીનશબ્દો સુણુશું ક્યાં સુધી ઘડી ઘડી?
સુણુશું ક્યાં સુધી ઘડી ઘડી?
ભરતભૂમિના શૂરપુત્ર શું સદાય રહીશું રડી રડી? ૫

શું પડશું નહિ મેદાન, શૌર્યથી ઘૂમવા?
શત્રુને નાખવા હેઠ પાદરજ ચૂમવા?
કેસરિયાં ધરીને અંગ ઉમંગ ઊમળકે
શું ઘૂમશું નહિ રણમાંહ્ય રુધિર ઊછળતે?
શું બુઠ્ઠી થઇ તલવાર અમારી, ફરી ન થાશે ખડી ખડી?
ફરી ન થાશે ખડી ખડી?
ભરતભૂમિના શૂરપુત્ર તે રહ્યા અમે શું રડી રડી? ૬

અમ હૃદય શૌર્ય-અંગાર નથી હોલાયો,
સમયે દાવાનળ સમો ઊલટશે ચાહ્યો!
માતાની ધજાની હેઠ અમે ઘૂમીશું,
જયજય જયજય જયકાર રણે ગજવીશું!
એ આશ અમારી જયગીતે ને જયડંકાએ જડી જડી,
જયડંકાએ જડી જડી!
ભરતભૂમિના શૂરપુત્ર તે સદા ન રહીશું રડી રડી! ૭

## દેશભક્તની યાચના

• દિવ્ય •

હો ભરતભૂમિના પહાડો!
    તમ શિર પૂગ્યાં આકાશ!
તમ જેવા જગમાં બીજા
    નથી ઉન્નત કો'ની પાસ!
છે પ્રૌઢ પ્રતાપ તમારો,
    તમ ભવ્ય જ છે ભંડાર!
મુજ ભરતભૂમિનો જગમાં
    વરતાવો જયજયકાર! ૧

હો ભરતભૂમિની નદીઓ!
    તમ સુંદર ચિત્ર ચરિત્ર!
તમ જેવી જગમાં બીજી
    નથી કોઈ પરમ પવિત્ર!
સુગભીરી, ધીરી, વીરી,
    તમ પુણ્યકથા આ વાર,
મુજ ભરતભૂમિનો જગમાં
    વરતાવો જયજયકાર! ૨

હો ભરતભૂમિના પુત્રો—
મુજ દેશતણા નરરત્ન,
જે ગયા ધ્રૂજાવી ધરણી
કરીને કંઇ લાખ પ્રયત્ન!
તમ શૌર્ય અને તમ પ્રીતિ
ભરજો, વીરા, સહુ ઠાર!
નિજ ભરતભૂમિનો જગમાં
વરતાવો જયજયકાર! ૩

## ભારતનો ઝંડો

• દિવ્ય છંદ •

અહીં કોણુ ડરાવે આજે ?
    અમે છઇએ ભારતવીર :
છો ગગન ધડાકે ગાજે,
    કે આભ પડે અમ શીર !
નવ હઠિયે કદી કો કાજે,
    છો વરસે બંદુક તીર :
જય કરશું એક અવાજે
    અમ ભારતધ્વજની ધીર ! ૧

જઇને શોધો નવખંડો,
    સૌ દેશતણા દરબાર ;
જ્યાં ત્યાં હલ્લા ને બંડો
    દે યુદ્ધતણા ભણકાર ;
પણ એ હિંસાના દંડો
    નથી અમ ભારતને દ્વાર :
અમ ભારત કેરો ઝંડો
    છે શાંતિતણો અવતાર ! ૨

નથી રે કો'ના જીવ લેવા,
    નથી રે કરવાં કો ખૂન;
નથી દંડ અવરને દેવા,
    નથી ભરવું ધર્મઝનૂન;
નવ ડરિયે દુખ ઘા સહેવા,
    નવ રહિયે સત્યે ન્યૂન:
ઉરટેક, અહિંસા, સેવા
    છે ભારતધ્વજની ધૂન! ૩

અમ ઉરના તારે તારે
    ગૂંથી એ ઝંડાની કાય,
અમ શ્વાસતણા ફુંકારે
    એ ફરફર ઊડતો જાય;
અમ સ્વપ્ન ત્રિરંગ ઝગારે
    સૌ ભેદ ભૂંસી એ માંહ્ય:
યુગયુગ અમ પ્રાણમિનારે
    ભારતઝંડો લહેરાય! ૪

નથી હિન્દુ મુસલમિન હ્યાં કો,
    નથી આમ અને નથી ખાસ;
નથી નર નારીનો આંકો,
    નથી રંક ધનીનો ભાસ:

છે એક જ હિન્દી પાકો,
    છે એકજ અંતર શ્વાસ,
જ્યાં ફરફરી રહે એ બાંકો
    ભારતઝંડો આકાશ! ૫

ઝંડા! નિત ઊડતો રહેજે—
    જગશાંતિતણો સંકેત!
દિશદિશ દુનિયાને દેજે
    ભારતસંયમનો બેત!
પ્રભુસત્યથકી બધું સહેજે:
    તુજ સ્પર્શે ઊઠ્યાં અમ પ્રેત!
જગમાં ભારતની જેજે
    તું કર ચિરકાલ સચેત! ૬

## આધુનિક ભારત*

• રાગ રામગ્રી •

આ શી દશા રે દેશની?–જોઈ ઊકળે છે ઉર;
આંખો દીસે ફીકી પડી, ક્યાં ગયું રે નૂર?—આ શી.

સૂરજ જો આ દેશનો કેવો કરતો પ્રકાશ?
ડા હા તે શું ઊતરી, પડ્યો અંધારપાશ?—આ શી. ૧

મુખપર લાલી શી દીપતી, ભાળી રહી જગ સર્વ:
છોડી ચાલી તે ક્યાં ગઈ, ખાલી રહી ગયો ગર્વ.—આ શી. ૨

લોહચુંબક જેવો હતો, જગ ખેંચતો પાસ;
લોપ થઈ ક્યાં શક્તિ તે જગજાણીતી ખાસ?—આ શી. ૩

સત્ય સુવર્ણ જ પૃથ્વીનું ગણાતો નિરધાર;
સૌ પરદેશ મથ્યા હતા, જોવા દિવ્ય દિદાર!—આ શી. ૪

ભૂમિ બધી પર જેહની પડતી હરદમ હાક;
વીર્ય ગયું ક્યાં વણસી તે, રડી રહ્યો શું રાંક?—આ શી. ૫

*ઈ. સ. ૧૯૦૧.

વીર નરો પાક્યા જ્યહાં, એવી સબળ આ ભૂમિ;
રસકસ ગયો શું લૂંટાઇને? વીર્યહીન રહી ઝૂમી!—આ શી.

કસર કાર્ય વિશે શી પડી? ફૂટ્યાં નિજ ઘરબાર;
એનો સુમાર સુસંપમાં, બાંધો નેહથી યાર!—આ શી.

ધર્મ થયો સહુ ભ્રષ્ટ ને, ભ્રષ્ટ થઇ ગયો મર્મ!
કર્મ જેથી ભ્રષ્ટ આવિયું; ભારી અન્ય શો ભર્મ?—આ શી.

બૂડી ગઈ બાળલગ્નથી, પ્રજા સૈ દુઃખમાંય;
હિંદ ગયું રે હાથથી, મારી હૈયે હાય!—આ શી.

બ્રહ્મચર્ય પાળી પળાવીને, બનો સૈ નરવીર;
હિત કરવાને સ્વદેશનું, અર્પો ધન મન શીર!—આ શી. ૧

હુન્નર સર્વ પ્રકારના, પ્રિય લાવો સ્વદેશ;
આપી ઉત્તેજન દેશીને, કાપો દેશના ક્લેશ!—આ શી. ૧

સુંદર જગમાં શોભતો, પાછો દેશ આ થાય;
રે શૂરવીર! મથ્યા રહી, યોજો એવા ઉપાય!—આ શી. ૧

હિમ્મત ધીરજ ધારીને, વધો રાખી ઉમંગ;
વજડાવો જગ અદલ સૈ, હિંદ વિજયના ચંગ!—આ શી. ૧

## સ્વાત્મનિંદા*

• રેખતા •

અમો રણબાયલા પૂરા!
અમોને ના ગણો શૂરા!
અમારી હિન્દ આ પીડે,
રહ્યું શૂરત્વ અમ મીંડે! ૧

અમે નથી કાંઇ રણરંગી,
અમોને ના ગણો જંગી!
અમારી આ દશા બૂરી
અમે પોતે કીધી પૂરી! ૨

અમે પૂરા થયા બાવા!
અમારા રંગ તો આ'વા!
અમારી ક્યાં રહી ભૂમિ?
દશા આ પ્રેમથી ચૂમી! ૩

* ઈ. સ. ૧૯૦૨.

અમે આ તો ધર્યાં ભગવાં!
હવે દિલ તો ન ડગડગવાં!
અમારી બુદ્ધિ તો બુઠ્ઠી,
હવે વૈરાગ્યમાં ઊઠી! ૪

અમે તો કર્મના છઇયે!
કપાળે હાથ નિત દઇયે!
અમારી આંખ તો મીંચી
વૃથા કૈં હાય દે નીચી! ૫

અમે પોકારિયે ક્યાં રે?
અમે હોંકારિયે ક્યાં રે!
અમારી જીભ બહુ ટૂંકી!
અમારો શ્વાસ રહે ફૂંકી! ૬

અમે તો ભાગ્યના વંકા!
પડે તો ક્યાં વિજયડંકા?
અમારી હિન્દ આ રડતી;
અદલ બુટ્ટી નહીં જડતી! ૭

## ઓ હિંદ*

• રાગ પીલુ-ત્રિતાલ† •

ઝૂરી ઝૂરી હવે ક્યાં સુધી જોવું?
ઓ હિંદ! તારું અહીં દુઃખ શું રોવું? ઝૂરી.

કળિમાં ખવાઈ તું શૂરવીર જાયી,
ઝરપે જખમ તેમાં તું આ તણાઈ!   ઝૂરી.   ૧

ઊંચ કુલીન તારું નૂર અમીરી,
રે શું ધર્યો હવે હાલ ફકીરી?   ઝૂરી.   ૨

લમણે તું હાથ રે મૂકી શું ઝૂરે?
હાલ આ તારો હૃદય મુજ ચૂરે!   ઝૂરી.   ૩

દુઃખનું છવાયું છે વાદળ માથે,
રે કોણ હાથ ધરી રહે સાથે?   ઝૂરી.   ૪

કોણ ઉદ્ધારે રે કોણ ઉગારે?
આ દુઃખસાગરથી કોણ તારે?   ઝૂરી.   ૫

*ઇ. સ. ૧૯૦૨.   †"ઇસ તનધનકી કૌન બડાઇ"—એ રાહ.

આજ શૃંગાર સૌ તુજથી વછૂટ્યો,
પૂર્ણ વૈરાગ્ય નિરાશે શું ચૂંટ્યો? ઝૂરી. ૬

રસ આઠે તારા ગયા કહીં ઊડી?
સર્વ છબી કરુણા મહીં બૂડી! ઝૂરી. ૭

બહુ બહુ રે રહી રાત અંધારી!
ઓ ઇશ! ક્યાં છે અરુણની બારી? ઝૂરી. ૮

અદલ પ્રભુ! આ સમાધિ મુકાવો!
કે મુજ હિંદ લે શુભ દિન લહાવો! ઝૂરી. ૯

## હિન્દના વાસી–સર્વ સંન્યાસી!*

• રેખતા •

અમો આ હિન્દના વાસી,
અમો તો સર્વ સંન્યાસી!
ભભૂતી આ દિલે ચોળી,
રહ્યા ધરી કાખમાં ઝોળી! ૧

ઉઠાડી આગ સંસારે,
અમોને માર બહુ મારે;
હવે તો ભેખ આ લીધો,
અમારાં કર્મનો દીધો. ૨

અમારી આર્યભૂમિ રે
રીબે કૈં કાળથી શી રે!
અમે આ કાયરા પુત્રો,
કરી શકતા ન કંઇ સૂત્રો. ૩

*ઇ. સ. ૧૯૦૨.

અમારાં રક્ત તો ઠંડાં,
અને ક્યમ ઉષ્ણ તે મંદાં ?
નહીં દુ:ખતાપથી તપતાં
કદી ઊછળે વિજય જપતાં. ૪

અમારી રિદ્ધિ તો બૂડી,
અમારી સિદ્ધિ યે ઊડી;
અમારા વીર પણ સાથે
ગયા બળી સ્વર્ગને માથે! ૫

હવે ક્યાં રે અમો જઇયે ?
અમારું દુઃખ ક્યાં કહિયે ?
રહ્યો નહીં રામ તો ત્યાં રે !
હવામાં અમ અરજ હારે ! ૬

નહીં ગામે, નહીં શહેરે,
નહીં દેશે, દીસે ચહેરે:
બળ્યું જીવન અરે એવું,
રહ્યું ભીરુત્વનું દેવું ! ૭

નહીં કો ઠામ ઠરવાનું,
નહીં કો નામ વરવાનું:
ભિતર ધૂણી રહી સળગી,
કરે રે કોણ તે અળગી ? ૮

ઉરે બહુ ગૂંગળાવે છે,
ભ્રમણમાં કંઇ ભમાવે છે;
અરે સહુ ખાખ થઇ જાતું,
બધે દુર્દૈવ તો ધાતું. ૯

શીતળ તવ કોણુ જળ છાંટે?
ઉગારે હિન્દ તન સાટે?
અદલ ઇશ સાહ્યમાં આવો!
ફકીરી હાલ છોડાવો! ૧૦

## હિન્દનો મંદવાડ*

• રાગ પીલુ–તાલ ત્રિતાલ † •

આજ પડી મુજ હિન્દ હ્યાં માંદી,
રે કોઇ આવીને ટાળો કુવ્યાધિ!—આજ

રગરગ રોગ ગયો ખૂબ વ્યાપી,
રે કોણ દુષ્ટ ગયો એમ શાપી?—આજ ૧

તનખ તનખથકી તફડે બિચારી,
ભારી ખરે પજવે દુઃખ કારી!—આજ ૨

લોહી ગયું ને પડી સહુ ફીકી,
શ્વાસ રહ્યો છે હવે તક ટીકી!—આજ ૩

નહીં નહીં રે એનું મુખડું જોવાયે,
દુખડાં દમંતાં તે કઇપેરે જાયે?—આજ ૪

બળબુદ્ધિ તો નહિ ચાલી જ કાંઈ;
હારી રહ્યા હવે સર્વ મુઝાઈ.—આજ ૫

---

*ઇ. સ. ૧૯૦૨. † 'ઇસ તનધનકી કૌન બડાઈ,"—એ રાહ.

આશકિરણ તો હવે સહુ ઊડ્યાં,
ઊંડા નિરાશાનિધિમહીં બૂડ્યાં!—આજ ૬

કેવી પડી મુજ હિન્દ રીબાતી;
કાળતણે મુખ ચાલી ચવાતી!—આજ ૭

છે કોઇ માઇનો પૂત જ શૂરો!
હિન્દ ઉગારી કરે દુઃખ ચૂરો!—આજ ૮

અહહ હવે ધનવંતરી આવો!
આ મુજ હિન્દને પ્રેમે બચાવો!—આજ ૯

# ભરતસમાજની ભક્તિ*

• રાગ કાફી •

જય જગરાયા! ખૂબી તુજ ન્યારી,
હરિ! તું હસાવને હિન્દ અમારી!—

તું જગતારક, દુઃખવિદારક, તારી દયા બહુ ભારી;
આશિષ દઇ કર આ શુભ અવસર જયજય મંગળકારી!—હરિ.

રામ ને કૃષ્ણની પુણ્યભૂમિ તે આજ રહે ક્યમ હારી?
શૂર ચઢાવ ગજાવ હવે તું, નૂર દીપાવ વધારી!— હરિ.

એક જ સૂત્ર તું કર હિન્દપુત્રનું: "સેવું ન શું ભૂમિ મારી?"
એક ઉદ્દેશ અને હિત એક જ, એક જ અંતર ધારી!— હરિ.

ભરતસમાજ તું કર દૃઢ પૂરો, જ્ઞાનબળે શણગારી;
યજ્ઞ જ આ પ્રભુ! પાર ઉતારી, હિન્દની જો બલિહારી!—હરિ.

ભાવિકિરણ કંઇ દૂર હસે છે, હિન્દતિમિર દે વિદારી!
આશ સફળ ઈશ અદલ કરે તું, જયજય હિન્દ ઉદ્ધારી!—હરિ.

* આ તથા એની પછીનું "હિન્દનો વિજયડંકો" એ બે કાવ્યો સને ૧૯૦૨ માં અમદાવાદમાં મળેલી "ઇન્ડિયન નૅશનલ કૉંગ્રેસ"ને પ્રસંગે રચાયાં હતાં તથા કૉંગ્રેસમંડપમાં વહેંચાયાં હતાં.

## હિન્દનો વિજયડંકો*

• ગઝલ •

વિજયડંકા કરો આજે, મળ્યા સહુ હિન્દના જાયા!
મળ્યા સહુ હિન્દના જાયા, શૂરા! ઝળકાવજો કાયા!— વિજય.

મુસલમિન, પારસી, હિન્દુ, વળી શિખ ખ્રિસ્તિના ઈન્દુ:
મળી સૌ એક આત્માએ દીપાવો હિન્દ હરખાયા!— વિજય.

તજો નિજ સ્વાર્થને આઘો, સજો પરમાર્થનો વાઘો;
થઈ લીન દેશભક્તિમાં રહો રસ એહ લપટાયા!— વિજય.

બીજી જેના સમી નહોતી, બની તે આજ ક્યમ રોતી?
નથી શું માતૃપ્રેમી અહીં શૂરા, વિદ્વાન, મુનિ, રાયા?— વિજય.

"અમારી એ, અમારી એ, અમારી જ માત એ," વદિયે!
"અમે જીવતા છતાં શું એ રડે?"–સ્મરિયે જ અકળાયા!—વિજય.

* ઇ. સ. ૧૯૦૨. આગલા કાવ્યની નીચેની નોંધ જોવી.

ધરો ઉત્સાહ હે આર્યો! કરો અદ્‌ભુત સબળ કાર્યો!
કહો શું કાયરા બળહીન તમે જગમાં ન કહેવાયા!— વિજય.

બનો સહુ એક રહી સંપે, પછી શું નહિ જગત કંપે!
વિદારી હિન્દનાં દુઃખો રહો સુખરંગ રંગાયા!— વિજય.

ફરજ એ આપણી આજે, વિના તે પુત્ર શા કાજે!
ખુદા, અલ્લા, હરિ સ્મરીને કરો દૃઢ હિન્દના પાયા! વિજય.

ઊઠો ત્યારે સહૂ ગાવો! ઉદયજયરંગ ઉડાવો!
અદલ પ્રિય હિન્દમાતાને વધાવો રે સપુત ડાહ્યા!— વિજય.

## હિન્દનું ઊગતું પ્રભાત*

• ગઝલ •

ઊઠો દેશી, ઊઠો સર્વે, હવે નિદ્રાથી જાગો રે!
ઉપર શો ભવ્ય આકાશે સજ્યો તેજસ્વી વાઘો રે!— ઊઠો.

નથી આ કાળ સૂવાનો, ન ગાંજા ભાંગનો માનો!
કરે કિલબિલ બધે કેવા જુઓ કાળા જ કાગો રે!— ઊઠો.

પવન પશ્ચિમતણો હ્યાં રે તમાચો આવીને મારે,
તમારે મન ગુલાલે શું સુખે દે એમ ફાગો રે?— ઊઠો.

પડી રહી ખાટમાં પહોળા શું ફેંકો લાખ ગપગોળા!
ઊઠો! જાતે કમર કસીને, સ્વદેશે કામ લાગો રે!— ઊઠો.

નથી હ્યાં બેસી હસવાનું, નથી હ્યાં પેટ કસવાનું!
તમારી નીંદમાં ભાઈ, થયો ભવ સર્વ નાગો રે!— ઊઠો.

* ઈ. સ. ૧૯૦૩.

તમે અંધારમાં પડી આ, વિચારો સ્વપ્નમાં જડિયા!
જશે તે સ્વપ્ન-અંધારે, નહીં જો તેજ માગો રે!— ઊઠો.

જુઓ દિનનાથ નિજ કરથી પ્રસાદી જાય દેતો શી!
તમે સૂઈ રહી ખોશો, ભલા, આલસ્ય ત્યાગો રે!— ઊઠો.

ગરીબડી હિન્દને દ્વારે ઘૂસીને કાળ કર મારે,
ફૂદીને મારી કાઢી એ, સ્વદેશી દુઃખ ભાગો રે!— ઊઠો.

તમો આ હિન્દના જાયા! તમો નહિ જો ધરો માયા,
બિચારી ક્યાં જશે તો એ? થશે સુખદિન આઘો રે! ઊઠો.

ઊઠો ત્યારે બનો શૂરા! ઝૂઝોને પ્રેમથી પૂરા!
સુણાવો હિન્દને મધુરા અદલ જયકાર રાગો રે!— ઊઠો.

## હરિપુરા મહાસભાએ*

• પદ † •

આવો રે આવો રે મોંઘાં ભારત ભાંડુડાં સર્વે,
આવો રે ગુણવંતી ગુજરાતે હો જી!
કોડભર્યાં ક્રોડ હૈયાં ઝંખે તમ સેવા કાજે,
આજે હૂંફ લઈશું દિલની વાતે હો જી. ૧

હરિધામ જેવી હરિપુરાની આ ઝૂંપડીએ
ભારતમાતાનું રુદિયા ધબકે હો જી:
જુગજુગના દબાયા ભાવો સિંધુશા ઉછાળા નાખે,
આંખે લાખ વીજળીઓ ઝબકે હો જી! ૨

ગીતાના કહાનાની ભૂમિ, દયાનંદ સ્વામીની ધરણી,
દાદાની ગાંધીની ગરવી જનની હો જી:
ધન ધામ ધરા જેના પુત્રોએ વીરત્વે ત્યાગી
રાખી છે લાખેણી લાજ વતનની હો જી. ૩

* ઈ. સ. ૧૯૩૮.

† ભૂલ્યો રે ભૂલ્યો રે રાજા સત રે ગોપીચંદ, પિયા! પરદેશે ન જાના હો જી,"—એ ભજનની રાહ.

ધર્મધજા માતાની આ આભે ફરી ઊડી રહી,
કહાનાની બંસરી ફરી બાજે હો જી:
ગામોગામના હો તમે આવો રે ગોવાળિયાઓ,
માતાના મોંઘેરા ઓચ્છવ કાજે હો જી! ૪

નંદનવનમાં આજે પાછાં રાધાજી રમવાને આવે,
ધેનુ દોહી દૂધ તાજાં પાશે હો જી;
ગોપ અને ગોપીઓના રાસ કૈં રચાશે નવા,
કહાનુડો નવેલી બંસી વાશે હો જી! ૫

રામમોહને દયાનંદે સ્મરાવ્યા ભૂલેલા સૂરો,
દાદાએ ઉઘાડી ઢાંકી આંખો હો જી;
બેઝંટે ટિળકે મહમદઅલીએ ખોલાવ્યાં મુખો,
ગાંધીએ ઉડાવી પ્રાણપાંખો હો જી! ૬

એક પછી એક પીધા ઝેરના કટોરા ઝાઝા,
ઝેરમાંથી અમૃત નિચોવ્યાં હો જી;
આજે તો આઝાદી કેરાં રણશિંગાં ફૂંકાયાં બધે,
પ્રાણે પ્રાણે સેવાવ્રત પરોવ્યાં હો જી. ૭

વહાણેલાં વાયાં છે તોય સૂરજ નથી રે ઊગ્યા,
હજી છે દિગંતે વાદળ ઘાડાં હો જી:
પાંખે પાંખ પ્રાણે પ્રાણ મેળવી ધસો સૌ સાથે,
વિખેરી દ્યો વાદળ પડ્યાં આડાં હો જી! ૮

સંતોએ વીરોએ તપ તપ્યાં છે હજારો, તોયે
હજી યે ન થયાં પ્રાછત પૂરાં હો જી:
ભરો રે ભાંડુડાં! હજી ખપ્પર એ કાળકેરાં,
સતની રે કઢાએ પડો શૂરાં હો જી!

ઘેરાં આ ઘેરાતાં દીસે ચારે રે દિશાનાં નેણો,
અસુરોનાં પૂર બધે ઊલટે હો જી:
રખે રે ચૂકો હો વહાલાં! નિશાન તમારું કદી,
અંધારાં ફોડીને દિન પ્રગટે હો જી! ૧

આજે રે ભાંડુડાં! જરી માતાકેરી ગોદે બેસી
સુખદુઃખ કેરી વાતો કરિયે હો જી;
નાનાંમોટાં, કાળાંગોરાં, નબળાંસબળાં, સૌએ સાથે
માતાને મંદિરે જીવન ધરિયે હો જી! ૧

આવો રે આવો રે મોંઘાં ભારત ભાંડુડાં, આવો!
માતા કેરો બોજ લ્યો ઉઠાવી હો જી!
ધર્મ કેરી વાટે પડી કર્મ કેરા ઘાટ જીતો—
કહાનાની ભૂમિનાં એ જ ભાવિ હો જી! ૧

## દેવીનું ખપ્પર

• લાવણી •

ભર ભર મારું ખપ્પર, ભૈયા! હો ભારતના વાસી!
ઘરઘર ભીખું હરનિશ ફરતી, હું જુગજુગની પ્યાસી:
ખપ્પર ભરો ભરો હો!—

ક્ષણ ક્ષણ ગણતાં મન શોષાયું, શોષાયું તન ત્રાસી;
બાર બાર સૈકાથી ભટકું અરે અરે ઉપવાસી:
ખપ્પર ભરો ભરો હો! ૧

અંજલિ નાખે, ખોબો નાખે, નાખે કો ભર પ્યાલી:
જુગસૂકું તળિયું દે શોષી, ખપ્પર તો રહે ખાલી.
ખપ્પર ભરો ભરો હો! ૨

હો ભૈયા! જુગના જુગ વીત્યા, હવે નહીં એ ચાલે:
નદ ઉલટાવો, સિંધુ ભરાવો—છલછલ ભરો ઉછાળે!
ખપ્પર ભરો ભરો હો! ૩

ગાજવીજ ને મૂશળધારે રેલ રેલ જગ છાતી :
એક ઝાપટે નવ ચોમાસું : વીર! તૃષા ન છીપાતી;
ખપ્પર ભરો ભરો હો! ૪

જ્યોતિ જ્યોતિ ઘરઘર જો સળગ્યો, રોતી રોતી શું માગું ?
શિર કાપી ખપ્પરમાં નાખો, કરો કાળજું આઘું!
ખપ્પર ભરો ભરો હો! ૫

એક કેસરીની ત્રાડે તો ભરી દીસે વનવસ્તી;
એક વીરરસની મસ્તીમાં કરુણતણી ક્યાં હસ્તી?
ખપ્પર ભરો ભરો હો! ૬

અધઊઘડ્યાં છે દ્વાર પ્રભાનાં : હો ભૈયા! ઝટ આવો!
ખપ્પર મારું ભરો વીરત્વે! પૂર્ણ પ્રભા રેલાવો!
ખપ્પર ભરો ભરો હો! ૭

## દેવીનાં નવચેતન

• ગરબી–સોરઠ* •

દેવી! દીસે શાં નવચેતન તારી આંખમાં રે!
તારી આંખમાં રે,
પાછું ઝાંખ મા રે!
દેવી! દીસે.

મોહનની નવબંસી બોલે,
જુગજુગનાં પડળો કંઇ ખોલે;
અંતર ઝોલે ચઢતાં નવ-અભિલાખમાં રે:
પાછું ઝાંખ મા રે!
દેવી! દીસે. ૧

ભૃગુટીનાં તપચાપ ચઢાવે,
નયન નયન શર શૂર ઉડાવે;
જ્યોતિ અનેરી લાવે જગની સાખમાં રે:
પાછું ઝાંખ મા રે!
દેવી! દીસે. ૨

ઉરસંયમનાં અંજન કીધાં,
સત્ય સનાતન વ્રત મન લીધાં;
મૃત્યુતણાં અમી પીધાં લોટી ખાખમાં રે!
પાછું ઝાંખ મા રે!
દેવી! દીસે. ૩

* "કામણ દીસે છે અલબેલા તારી આંખમાં રે,"—એ ચાલ.

સ્વાત્મબળે રચ દુનિયા ન્યારી,
નવચેતનની ઑર ખુમારી!
ઉરના લાખ ઉમળકા વારી રાખ મા રે!
પાછું ઝાંખ મા રે!
દેવી! દીસે. ૪

પ્રગટ અભય સદ્દધર્મ પ્રસરવા,
એકકુટુંબી વસુધા કરવા,
ગરવા ગુણ ઉદ્ધરવા રાજા રાંકમાં રે!
પાછું ઝાંખ મા રે!
દેવી! દીસે. ૫

દેવી! એ નવગૌરવ કાજે
હસતાં વહાણાં દ્વાર વિરાજે:
ધસિયે આજે ત્રીસ ક્રોડ તુજ પાંખમાં રે!
પાછું ઝાંખ મા રે!
દેવી! દીસે. ૬

નવજુગમાં નવમોહન બોલે,
રુદ્ર ત્રીજું લોચન કંઈ ખોલે:
હો દેવી! ડોલે બ્રહ્માંડ જરાકમાં રે!
પાછું ઝાંખ મા રે!
દેવી! ઊભરે શાં નવચેતન તારી આંખમાં રે! ૭

## પ્રભાતશુક્રને*

• વસંતતિલકા •

હે યૌવના ગગનસુંદરી શુક્રતારા!
હો પૂર્વમાં ઝળકતી ઊગતી સુબાળા!
તું બાળકી મુજ સ્વદેશતણી રૂપાળી,
શી સૌમ્ય લોચનથકી રહી છે નિહાળી! ૧

તું શી ઊભી રહી અહીં અતિ પ્રેમ રાખી
આ હિન્દના હૃદય ઉપર ડોક નાખી!
દીસે વિરામ બહુ પામતી તું રસીલી,
આનંદમાંહ્ય ઝગતી અતિ તું છબીલી. ૨

કે એમ શું ચળકતી તુજને સુતાલે
ટીલી સમી નિરખું હિન્દતણે કપાળે?
કે હિન્દને શિર સુશોભિત એમ થાપી
આ તું ઝગે મુગટ જેવી પૂરી પ્રતાપી? ૩

*ઈ. સ. ૧૯૦૩.

આકાશનાં ઊઘડતાં ગૃહદ્વારમાં શી
કો મુગ્ધ સુંદરીશું આવી લળે તું ખાસી!
હા, જાણું કહેણ કંઈ મીઠડલાં તું લાવે,
જે જાગતે ઉર ઉમંગ ભરે પ્રભાવે. ૪

તું તો પ્રભાતતણી દૂતી પવિત્ર શી છે,
આવી પ્રભાકરતણી પધરામણી દે!
આકાશદેવી શરમે થઇ જાય રાતી,
ને તું પછી ખસી જઈ તહીં લુપ્ત થાતી. ૫

ક્યારે પ્રતાપી ત્યમ તે જયભાનુ આવી
જ્યોતિપ્રવાહમહીં હિન્દ દિયે ડુબાવી?
આકાશશું નવલ ભારત રંગ ધારે,—
દે શુક્ર! એવી અમને સુવધાઇ ભારે! ૬

થા હિન્દનો સુઘડ તું શણગાર પ્યારો,
દીપાવ શ્રેષ્ઠ મુજ હિન્દતણો કિનારો,
શોભાવ તું નવલ હિન્દધજા ધરાએ,
અંકાવ આભ ખૂબ હિન્દતણું સહાયે! ૭

તારું દરેક સ્મિત પંથ સુહાવશે જો,
તારા કરો નવલ તેજ જમાવશે જો,
તારું અમીઝરણ શીતળ શાંતિ દેશે,
તારાં જ ગૂઢ કવિતો સહુ કાર્ય કહેશે. ૮

કેવી હતી પરમ સુંદર તુજ જેવી,
તે હિન્દ પીડિત દીસે પીત આજ કેવી ?
તું પાછું આપ શુભ નૂર સુહિન્દ ભાલે,
તો દીપતી અસલ જેવી જ હિન્દ મ્હાલે. ૯

હું પ્રાર્થના સતત આ કરું શુદ્ધ ચિત્તે :
થાઓ તમો ઉભયના જયનાદ નિત્યે !
ક્યારે પ્રભુ ! અદલ તે દિનમોજ ચાખું ?—
હું દૂરથી કંઇક આજ ભવિષ્ય ઝાંખું. ૧૦

## દમણગંગા

• ધ્વનિત •

બહુ વેળ અહીં તુજ પાસ જ બેસી રહી,
તુજ અંતર સાથ ગૂંથ્યું મુજ અંતર મેં;
મુજ ઉર મૂક્યું તરતું તુજ અંદર મેં:
પ્રિય દંમણગંગ! તરાવ નચાવ મહીં!

ભરતી ભરતી ભર લાખ તરંગ અહીં
મુજ જીવનરંગતરંગ ભરી મરમે;
વળી ઊતરતી મુજ ખ્યાલ ભર્યાં ભરમે
લઇ જૈ કર ખાલી તું સાગરમાંય વહી!

સરિતા-સજની! તુજ પર્વતતાતથકી
પડી છૂટી સ્વછંદ વહે વનમાં પુરમાં,
કર વાત વિહારતણી તુજ હ્યાં મુજશું,

ભરી રાખું પ્રીતે સહુ તે સુણીને ઉરમાં,
પછી કાવ્યતરંગ ન શેં ઉભરાય નકી
જવ દંમણગંગ! સ્વછંદ વહે તુજશું?

## સ્વાધીનતા

• રણગીત છંદ •

સ્વાધીનતાની હો દેવી!
હો માનવની મહદાશ!
છે ધન્ય બન્યો જેણે દીઠો
તુજ ભવ્ય ઉદાર પ્રકાશ!
બંધન પડતાં નંદન ખોતો,
ને ખોતો આત્મ ખમીર;
પણ તુજ સ્પર્શ
દે ઉત્કર્ષ,
તનથી તૂટે જ્યાં જંજીર;
છૂટે જ્યાં અંધાર પરાશ્રયનો,
ને તૂટે સૌ જંજીર! ૧

ફરફર ખુલ્લા આકાશે
    તુજ ધજા ઊડે અણરોધ;
લે શ્વાસ પ્રમુક્ત પવનમાં તે
    ને ભવ્ય પ્રભાને ધોધ;
બંધન હરતી, વંદન કરતી,
    ને કરતી સહુને વીર
        ચેતન વાણુ
        ભરતી પ્રાણુ,
    તનથી તૂટે જ્યાં જંજીર;
છૂટે જ્યાં અંધાર પરાશ્રયનો,
    ને તૂટે સૌ જંજીર! ૨

રે કોણુ અહીં પૂરી દે
    તુજ અંતરનું ચૈતન્ય?
રે કોણુ કદાપિ ડગાવી શકે
    તુજ ઊંડી શ્રદ્ધા ધન્ય?
દમદાટીથી કે લાઠીથી
    ન નમે તુજ ઉન્નત શીર,
        અડગ અજેય
        એક જ ધ્યેય,
    તનથી તૂટે ત્યાં જંજીર:
છૂટે જ્યાં અંધાર પરાશ્રયનો,
    ને તૂટે સૌ જંજીર!

હો દેવી! તુજ દૃઢતાનો
અમને દે પાશ લગાર;
મૃત પત્રો જેવા ઉડવી દે
ભયના અમ સર્વ વિચાર!
જુલ્મોને ડારી દે, મારી
તુજ દૃગનાં તાતાં તીર!
ભરિયે નૂર,
થઇયે શૂર,
તનથી તૂટે જ્યાં જંજીર;
છૂટે જ્યાં અંધાર પરાશ્રયનો,
ને તૂટે સૌ જંજીર!* ૪

*તા. ૧૮-૯-૩૦.

## ભારતના જવાંમર્દને

• લાવણી •

કેમ તને જીવવું ભાવે, હો જવાંમર્દ ભારતના?
કહેની, જવાંમર્દ ભારતના!
સો સો ટુકડા થઈ રહ્યા આ જોની તારી પતના!
બાબા! પહાડ પડે આફતના!—

ધગધગતા અંગાર ઝરે ને ઊડે રાખ ને રેતી,
જોની, ઊડે રાખ ને રેતી:
ફાટી આંખે જોઈ રહ્યો શું આ તુજ ટેકફજેતી?
બાબા! શું તું જોય મજેથી? ૧

ક્રોડો દિવસ ગયા કે ડૂબ્યા, ક્રોડો આવી રાતો;
પૂઠે ક્રોડો આવી રાતો;
પણ આ ધરણી ધસતી ન હારે, ઉગવે નવાં પ્રભાતો:
બાબા! હાર્યાની શી વાતો? ૨

પડ્યા મોખરે વીર ઘવાઈ, એ તો ધન્ય વધાઈ,
આવી એ તો ધન્ય વધાઈ;
મૂછે હાથ દઈ ઠેકીને, ઝટ પૂરી દો ખાઈ!
બાબા! એ જ ખરી સરસાઈ! ૩

હું-તું કરતાં કાળ વહે ને ઝાળ વધે હીણપતની,
ચહુદિશ ઝાળ વધે હીણપતની;
પાંચાલીનાં ચીર છૂટે ત્યાં આ શી રાઢ મમતની?
બાબા! રાખો પત ભારતની! ૪

કીર્તિતણાં મુડદાં પડીને શું બળશે ઘોર મશાણે?
ધગધગ બળશે ઘોર મશાણે?
નહિ, નહિ: ભારત જીવે તે નહિ મરવાથકી આ ટાણે!
બાબા! જીતો ધસી ધિંગાણે! ૫

વાણીઝઘડા તે શા વીરને? વીરના ઝઘડા રણમાં,
સાચા વીરના ઝઘડા રણમાં!
શેરમર્દ હો તો ઊછળીને ઝૂઝો સમરાંગણમાં!
બાબા! શું ખપશો બીકણમાં? ૬

હિંમત, દૃઢતા, સંયમ, નિશ્ચય: એ જ વીરની જ્યોતિ:
ઝળકે એ જ વીરની જ્યોતિ:
આશ રહે ન રહે પણ વીર ન આંખ બતાવે રોતી:
બાબા! લાખ યુક્તિ લે ગોતી! ૭

દુનિયા એમ જ વહેતી ચાલે, હાર જીતને દાવે;
વિધવિધ હાર જીતને દાવે;
સહેવું ને વીર રહેવું, એ છે કેવું પ્રૌઢ પ્રભાવે!
બાબા! વીર જ ધર્મ બજાવે!

કેમ જોઈ રહેવું ફાવે, હો જવાંમર્દ ભારતના!
ઊઠની, જવાંમર્દ ભારતના!
દિશદિશ હાક પડી, જા ધસતો! વીર અદલ હો સતન
બાબા! પ્રભુ રક્ષક તુજ પતના!

## સ્વપ્ન

• રાગ—ભૈરવી—તાલ લાવણી •

તારું સ્વપ્ન ન કો દે ભૂંસી રે, હો રણુરઢિયાળા!
ભલે તેગ રુધિર લે ચૂસી રે, હો રણુરઢિયાળા!

આભથકી તુજ કાજ ઊતરતા
જુગજુગના સંદેશ;
ઘોર વહે અંધાર ભલે, પણ
પડે ન ઝાંખા લેશ:
જેની ઝગમગતા એ તારા રે, હો રણુરઢિયાળા!
એના પંથ સદા અંધારા રે, હો રણુરઢિયાળા!—તારું. ૧

દિનભર શોરબકોર મચાવે,
જગત બને પ્રતિકૂળ;
નહિ તુજ અંતરઆંખ બિડાવે,
આભ ભરી દે ધૂળ:
તારી જ્યોતિ ન કો હોલાવે રે, હો રણુરઢિયાળા!
ભલે વાવાદળ ડોલાવે રે, હો રણુરઢિયાળા!—તારું. ૨

વ્યોમ ઊડતાં પડે વિમાનો,
ડૂબે તરતાં જહાજ :
કઈ બંદુક તારાને વીંધે ?
નભ બાંધે કઈ પાજ ?
તારું આતમબળ લે સાધી રે, હો રણુરઢિયાળા !
એ જ શક્તિ અલૌકિક લાધી રે, હો રણુરઢિયાળા !—તારું. ૩

આભ ન રોધે, પૃથ્વી ન રોધે,
રોધે કો ન દિગંત ;
અણુગણુ તારક ભરે નિરંતર
અંતર તારું અનંત !
ચિરધર્મે શો અંદેશો રે ? હો રણુરઢિયાળા !
તારો એ જ અભય સંદેશો રે ! હો રણુરઢિયાળા !—તારું. ૪

## ખાંડાની ધારે

• પુનરાવળી છંદ * •

૧

ભર આકાશે વાદળ છાયાં,
અંધારે વનવન ગૂંચવાયાં,
ઘૂડ ચીબડિયાં જ્યાં ત્યાં ધાયાં:
કોણ પૂરે પાંચાલી-ચીર?
આશ-નિરાશે આતમદાંડી
ડોલંતી દે ધૈર્ય ન છાંડી,
ડગમગતું જગ રહે દૃગ માંડી:
વહારે કોણ જશે નરવીર?

ઊંડાં અજવાળાં જો આવે;
ગુર્જરવીર! ગુર્જરવીર!
ઘૂડ ચીબડિયાં શું ત્યાં ફાવે?
ગુર્જરવીર! ગુર્જરવીર!

* આ છંદ નવો રચ્યો છે. એની રચનાવિધિ માટે પાછળ "વીરબાળક બાદલ" કાવ્યની નીચેની નોંધ વાંચવી.

ઊંડાં અજવાળાં જો આવે;
ઘૂડ ચીબડિયાં શું ત્યાં ફાવે?
નવરસભર નવજીવન લાવે,
    ચીર પુરાવે ગુર્જરવીર!

૨

ખૂણે ખૂણે ખોજ કરીને,
ઉર ઉત્સાહ ઉમંગ ભરીને,
મરતા પ્રાણે આશ ધરીને
    કોણે ઊંચાં કીધાં શીર?
મસ્તતણી તોડી મસ્તાની,
તનધનની કીધી કુરબાની:
નમ્ર, અભય, સ્વાધીન, સ્વમાની,
    સત્ય જ એ ગુર્જર નરવીર!

શું ખાલી ગરજીને સૂતા?
    ગુર્જરવીર! ગુર્જરવીર!
શું મેઘે જળધોધ ન છૂટા?
    ગુર્જરવીર! ગુર્જરવીર!
શું ખાલી ગરજીને સૂતા?
શું મેઘે જળધોધ ન છૂટા?
શું ભય ભાળી ઉર ભીરુતા
    કદી જણાવે ગુર્જરવીર?

૩

પગલે પગલે કંટક ભાગ્યા,
ચરણુ રુધિર ઝરતા ભર લાગ્યા,
પથરે પથરે પ્રાણુ જ જાગ્યા,
પદસ્પર્શે તૂટી જંજીર:
હૈયાંનાં પિંજર સળગાવ્યાં,
ભૂતતણાં ભરણાં છોડાવ્યાં,
દ્વાર નવાં દસદિશ ઉઘડાવ્યાં,
વંદન હો તેને નરવીર!

શું એકલડા આજ પડ્યા છે?
ગુર્જરવીર! ગુર્જરવીર!
એકલડા પણુ શૂર ઘડ્યા છે;
ગુર્જરવીર! ગુર્જરવીર!
શું એકલડા આજ પડ્યા છે?
એકલડા પણુ શૂર ઘડ્યા છે:
ખાંડાની ધારે જ ચડ્યા છે,
બિરદ બતાવે ગુર્જરવીર!

૪

હો વીરા! સારથિ શું કરશે?
ધર્મમર્મ ગીતા ઉચ્ચરશે:
અર્જુન રણુ ટંકારે ભરશે
તો જ વિજય પામે રણુધીર:

છિન્નભિન્ન અરિદળબળ પળશે,
જુગજુગનાં અંધારાં ટળશે,
સત્ય ધજા ઊડતી ઝળહળશે,
  સ્નેહે જગ છાશે નરવીર!

એ નવજીવન જીવવા આવો,
  ગુર્જરવીર! ગુર્જરવીર!
એ નવચેતન આત્મ ઝગાવો,
  ગુર્જરવીર! ગુર્જરવીર!
એ નવજીવન જીવવા આવો,
એ નવચેતન આત્મ ઝગાવો,
ગુર્જર શૌર્ય જગે અંકાવો
  જય જય હોવે, ગુર્જરવીર!

# ગુર્જરી વીરાંગના

• શ્યામ રંગ સમીપે ન જાવું •

કાયરાની નાર શું ગણાઉં ?
ઊઠો, સ્વામી મારા!
કાયરાની નાર શું ગણાઉં ?

સારી ગુજરાત આજ ખળભળી છે ઊઠી,
હું જ બેસી હાલેરાં શું ગાઉં ?
ઊઠો, સ્વામી મારા! ૧

શેરી કેરી નાર બધી ટૂંપી ટૂંપી ખાશે,
ફૂટ રે અલી! માટી તારો મ્યાઉં!
ઊઠો, સ્વામી મારા! ૨

ગડગડ્યાં નિશાન, વાગે શૂર રણતૂર આ,
હાક બધે સુણી અકળાઉં :
ઊઠો, સ્વામી મારા! ૩

કેસરીની નાર હું કે ઠેસ ખાતી લોંકડી,
ચેશ આવે દેખી લજવાઉં :
ઊઠો, સ્વામી મારા! ૪

હોય વીરશોણિત તે ઊનું ઊનું ઊછળે,
હું તે શું આ હિમમાં થિજાઉં ?
ઊઠો, સ્વામી મારા ! ૫

પાઘ બાંધું કેસરી ને કમર બાંધું કસકસી ;
ધસમસી ઝુકાવો, હું હુલાઉં !
ઊઠો, સ્વામી મારા ! ૬

અંગના ભલે હું તોય વીરની વીરાંગના,
વીરના જ વહાલમાં ગૂંથાઉં :
ઊઠો, સ્વામી મારા ! ૭

વીરની ઘડી ખરી, ન કાયરાની જીંદગી ;
વધો, સ્વામી ! જયગીતો હું ગાઉં !
ઊઠો સ્વામી મારા ! ૮

## ઘંટા

• લાવણી •

ગાઢ થયાં અંધારાં, વીરા! તારા જાય ઝુમાઈ:
અવસર થયો ઉષાનો, ઊઠો! પ્રભુની આવી વધાઈ:
ઘંટા ઘણુઘણુ ઘણુઘણુ થાય!—

સૂર્ય ફરી ઊગશે ન કદી શું? ઊંઘ નહીં શું ઊડશે?
આશાની નૌકા શું સદાની એ અંધારે બૂડશે?
ઘંટા ઘણુઘણુ ઘણુઘણુ થાય! ૧

નહિ, નહિ, વીરા! શબ્દ સનાતન ઊતર્યા ફરી પ્રભુકેરા:
જગત બધું આ ધૂણી ઊઠ્યું: છે એ સંકેત અનેરા!
ઘંટા ઘણુઘણુ ઘણુઘણુ થાય! ૨

નહિ જ તિમિરનાં સૈન્ય ડગાવે, નહિ જ દિગંતદિવાલો:
પૂર પ્રભાનાં ચઢ્યાં, પછી શો તિમિરતણો ભય ઠાલો?
ઘંટા ઘણુઘણુ ઘણુઘણુ થાય! ૩

માંડે ધરતી ધગધગવા ને બળતાં ચડે ગગનમાં:
પાંખ પ્રસારી ધસે ગરુડ ત્યાં, તેજ ભરી એ તનમાં!
ઘંટા ઘણુઘણુ ઘણુઘણુ થાય! ૪

વિધિનું વહાણું વાયું, વીરા! પી લ્યો પ્રાણકટોરા!
ઘંટા વાગે: શું ન તમારે હૈયે પડ્યા ટકોરા?
ઘંટા ઘણઘણ ઘણઘણ થાય! ૫

શું વાદળનાં જૂથ ડરાવે ક્રોડ કિરણના ભાલા?
એક સૂર્ય પૂર્વે ઊગે ત્યાં સૌ તમબંધ નમાલા!
ઘંટા ઘણઘણ ઘણઘણ થાય! ૬

જન્મ કશો, ને મૃત્યુ કશું? સૌ છે જીવનની લીલા:
આજ કરો કર્તવ્ય જ વીરા! એક બનો ટેકીલા!
ઘંટા ઘણઘણ ઘણઘણ થાય! ૭

જાગે તેનાં છે અજવાળાં, નહિ તેનાં અંધારાં:
ઘંટા વાગે: અંતર જાગે: ધનધન થયાં સવારાં!
ઘંટા ઘણઘણ ઘણઘણ થાય! ૮

## ધર્મને પંથે

• રાગ ભૈરવી–તાલ દાદરો •

તારું ભાવિ સૂતરને તાર લટકે, ભારતવાસી!
એ શું જોઈ રહ્યો આ વાર? ઊઠે કેમ ન ત્રાસી?

તાતી કઢા આ ઊકળી રહી ત્યાં
પડતા પ્રાણ અમોલ:
સ્નેહ ને દ્વેષ, ને હિંસા અહિંસાનાં
આજ તોલાતાં તોલ:
તારું અંતર ત્રાજવું આજ તું જરી જોની તપાસી!
તારું ભાવિ સૂતરને તાર લટકે, ભારતવાસી! ૧

પુણ્યના પંથની પગથી પડી છે
કષ્ટ થકી ભરપૂર:
તારે તે સ્વર્ગઅટારીએ ચડવું કે
પડવું સદા ખોઈ નૂર?
તારે ખોઈ શું જીવન પ્રાણ, જોવી સ્વદેશની હાંસી?
તારું ભાવિ સૂતરને તાર લટકે, ભારતવાસી! ૨

તાતી કઢા ઊકળે કે ઢળે, પણ
તારે તો એક જ ચંત :
સત્યનો સાહેબો રાખીને સાથે
ચાલ્યો જા ધર્મને પંથ !
ક્યાંથી સ્વાર્પણ વિણ ઉદ્ધાર ? ક્યાં મળે મક્કા ને કાશી ?
તારું ભાવિ સૂતરને તાર લટકે, ભારતવાસી ! ૩.

# એકવાર મરી ફીટો!

• રાગ કાફી–તાલ ત્રિતાલ •

એક વાર મરી ફીટો, ભૈયા, એકવાર મરી ફીટો!
મૃત્યુ નિચોવી મીટો, ભૈયા, એકવાર મરી ફીટો!

ભારત જેવો દેશ પૂજ્ય કો દુનિયાભરમાં દીઠો?
ભારત માટે મરવામાં કંઇ સ્વાદ અજબ છે મીઠો!
ભૈયા, એકવાર મરી ફીટો! ૧

ખદબદતા છૂંદાતા રહેશો શું કાદવના કીટો?
ભારતનામ ગજાવી કૂદી વ્યોમે તાણો લીટો!
ભૈયા, એકવાર મરી ફીટો! ૨

વસ્ત્ર સમી તમ કાય નથી કે લટકો ગ્રહી પરખીંટો:
ચેતનભર એ કાય ઝગાવો, નથી એ કો જડ વીંટો!
ભૈયા, એકવાર મરી ફીટો! ૩

આત્મ રહ્યો અંતર તેને શી હોય માર ને પીટો?
જોઈ કારમી કુરબાની તમ, લાજે અરિ પણ ધીટો!
ભૈયા, એકવાર મરી ફીટો! ૪

સ્વાત્મ, સ્વદેશ, સ્વજન કાજે અહીં કોણ બને નહીં ખીટો?
ભારતની મહેલાત ઊઠે ત્યાં અદલ બનો સૌ ઈંટો!
ભૈયા, એકવાર મરી ફીટો! ૫

* તા. ૧૯–૮–૩૦.

## ગુજરાતનો યજ્ઞકુંડ

• ૫૬* •

દુઃખમાં શૂરા રે, હો ગુજરાતી વીરા!
આવો, પૂરા રે ખમવા દુઃખના ચીરા!

કડકડ ફૂટે ક્રોડ કડાકા, પર્વત ફૂંકે ફાટે;
ઝળઝળ જ્વાળા વ્યોમ જળાવે: ઊભા રહો દૃઢ વાટે!
દુઃખમાં શૂરા રે! ૧

નથી પડવું યાહોમ કરીને આજે અંધ શૂરાનું;
નથી અબળને દમવું: આ છે જડચેતનનું લહાણું!
દુઃખમાં શૂરા રે! ૨

સત્ય જ પ્રભુના પ્રાણ અમારા, સત્ય જ અંગ અમારાં;
સત્ય જ રક્ત વહે અમ નસમાં, સત્ય જ વ્રત અમ ન્યારાં:
દુઃખમાં શૂરા રે! ૩

માયા સૌ ઘરબાર તણી ને સુખની પૂતળી હફ્‌ની;
આત્મશૌર્યનાં શ્વેત સજ્યાં પટ, ના કાયરની કફ્‌ની:
દુઃખમાં શૂરા રે! ૪

*"ભારતી ભૈયા રે! શંખ સુણ્યો ન હજી શું?"—એ ચાલ.

પાય પડ્યા, વિનવ્યા કંઇ કંઇ, શું હૃદયહીણુને રટવું?
હવે પડ્યા રગડાવા રણુ ત્યાં ના હઠવું, ના હઠવું!
દુ:ખમાં શૂરા રે! ૫

ભારતદુ:ખ શિરે અમ લેતાં, હૈયાં કેમ ન ફૂલે?
હો ભારત! ધુનિ પાર ઊતરજો અમ શબઢગને પૂલે!
દુ:ખમાં શૂરા રે! ૬

વાટે ઘાટે છાતી ફાટે થાય સ્મશાની દુનિયા;
નવલખ આંખે વ્યોમ રુવે પણુ પાછું જુએ ન મરણિયા!
દુ:ખમાં શૂરા રે! ૭

એ જ અલખની ધૂન અમારી, મૂંગે મુખ દુખ સહેવું:
બેડીની જડ જડતાં અરિ પણુ આખર રોશે એવું:
દુ:ખમાં શૂરા રે! ૮

કીર્તિ અમોલી ભારત કેરી આજ અમારે હાથે:
હો વીરા! જગને ઝૂલવવું આ ગરવી ગુજરાતે!
દુ:ખમાં શૂરા રે! ૯

ધર્મક્ષેત્ર એ, કર્મક્ષેત્ર એ, એ રણુક્ષેત્ર અનેરું!
જયજય કોને ભાગ્ય અદલ એ પુણ્ય જ ભારત કેરું?

દુ:ખમાં શૂરા રે, હો ગુજરાતી વીરા!
ગાજો પૂરા રે સત્ય પ્રેમરસધીરા! ૧૦

## હો મહાન નવજુવાન!

• પદ્મ છંદ* •

૧

ભારતના હો વીર કુમારો!
માની આશતણા આધારો!
આજ સિતારો છે તમ ન્યારો:
હો મહાન નવજુવાન!
ઊતર્યાં છે આકાશ ફરી આ,
ઊતર્યાં છે નવતેજ સરી આ,
ભારતની પળ આવી ખરી આ;
હો મહાન નવજુવાન!

(ઝીલણપદ)

ધસજો, વીરકુમારો ધસજો!
સત્ય જીવન છે આજ:
યત્ને સિદ્ધિ: યત્ને ઋદ્ધિ:
યત્ને સત્ય સ્વરાજ્ય!

* આ છંદ તેના ઝીલણપદ (કોરસ) સાથે નવો લખ્યો છે.

૨

પ્રભુના અમૃતરસ રેલાતા,
આજે ભારતવીર ભીંજાતા;
કોણ ગણે ત્યાં ઘણઘા તાતા?
હો મહાન નવજુવાન!
જીવન નવલ ઘડાવા લાગ્યાં,
હૃદય પ્રબળ ઝબકીને જાગ્યાં,
આત્મવિજય ચોઘડિયાં વાગ્યાં:
હો મહાન નવજુવાન!

(ઝીલણપદ)

૩

યુદ્ધ અનાયુધ આ છે એવું,
સત્ય અહિંસાનું બળ કેવું!
દુનિયાને નવલું કંઇ દેવું:
હો મહાન નવજુવાન!
આજ નથી કો રમતઅખાડો,
આજ નથી રસગ્રંથ પવાડો;
આજે શૂરવીરોનો દહાડો!
હો મહાન નવજુવાન!

(ઝીલણપદ)

૪

જીવન કે નવ કાળ અટકશે,
હાથે આવી બાજી છટકશે,
જીવનભર ત્યાં હૈયું ખટકશે :
હો મહાન નવજુવાન !
જ્યોતિ જગાવો તિમિર નિચોવી !
જીવન જમાવો મૃત્યુ વલોવી !
રહેશે કોણ જુવાની વગોવી ?—
હો મહાન નવજુવાન !

( ઝીલણપદ )

૫

ભારતના હો વીરકુમારો !
અંતરના તાણો સૌ તારો !
તારક, સૂરજ, ચંદ્ર ઉતારો !
હો મહાન નવજુવાન !
જીવન તો છે આજે, આજે !
ધસો અદલ સૌ ભારત કાજે !
પ્રભુ ને સત્યે વિજય વિરાજે !
હો મહાન નવજુવાન !*

( ઝીલણપદ )

* તા. ૬–૧૦–૩૦.

## જ્યોતિ

• દળગીત છંદ* •

જ્યોતિ, જ્યોતિ, જ્યોતિ, જ્યોતિ : જોની જ્યોતિ ચાલી જાય!
એને પગલે પગલે કેવાં આજે અંધારાં છૂંદાય!
જ્યોતિ આગળ, જ્યોતિ પાછળ, જ્યોતિ એ સર્વત્ર જણાય :
વીરો! રહો એ જ્યોતિમાંય! ૧

આજે વાયાં જેનાં વહાણાં, તેને રજનીના શા શોક?
આજે ઊઘડી જેની આંખો, તેને ઊંઘતણો ડર ફોક;
જેને દિવ્ય થયાં જ્યોતિનાં દર્શન, તેને શા આ લોક?
વીરો! જ્યાંત્યાં જ્યોતિ જ છાય! ૨

જેવી જ્યોતિ ગૃહદીપોની, તેવી છે તારકની વ્યોમ;
ઝબુકા વીજ ભરે વાદળમાં, ઉરમાં ઝબકે સૂરજ સોમ;
આજે ઊઘડી આતમજ્યોતિ : વીર! ભરી દ્યો રોમેરોમ!
વીરો! જુઓ રખે હોલાય! ૩

*આ છંદ નવો રચ્યો છે. એનાં પહેલાં ત્રણ ચરણોમાં ૩૧–૩૧ માત્રા છે, અને ૧–૩–૫ એમ એકી માત્રાએ સાધારણ તાલ છે, પણ ૫–૧૩–૨૧–૨૯ માત્રાએ મહાતાલ આવે છે. ૧૬ માત્રાએ યતિ છે. ચોથું ચરણ ચોપાઈનું છે.

જેને પ્રભુ બેઠા છે હૈયે, તેને હોય કશા જગબંધ?
જેને ડગલાં ભરવાં વાટે, તેને ભાર કશા નિજ સ્કંધ?
જ્યોતિ છે જોનારા માટે; ક્યાંથી જોશે તે જન અંધ?
વીરો! રખે ડગવતા પાય! ૪

જેને સૂવું છે અંધારે, તેને સૂવા દ્યો અહીં આજ:
એની આંખ ઊઘડશે ત્યારે એને પણ સમજાશે કાજ;
રે હો જ્યોતિનાં સંતાનો! તમને તો જ્યોતિનું રાજ!
વીરો! જ્યોતે જ્યોત જળાય! ૫

જળશું તોપણ એ જ્યોતિમાં, ઢળશું તોપણ બાવનવીર!
રળશું તો લાખેણા વિજયે જગને ઝૂલવશું રસતીર!
આજે સ્વર્ગ ખૂલ્યાં હો સામે! આશિષ દે પયગંબર પીર:
વીરો! પ્રભુનાં પદ સંભળાય! ૬

## માની હાક

• લાવણી •

હો મા, હો મા, કોણ તને આ આજે સાદ ન આપે?
હો મા, ઝબકી વીજ પડી ને આગ જળે છે ઝાંપે!
હો મા! જો આ આવ્યાં! ૧

પર્વત તૂટે, સમદર ફૂટે, આભ પડે હો ફાટી!
હો મા! ચેતન ચગે, હવે આ નથી મરેલી માટી!
હો મા! જો આ આવ્યાં! ૨

જુગજુગની જ્યાં ભસ્મ હતી ત્યાં ભભક્યા ભર અંગારા:
હો મા! તુજ ઉરમાં જો આજે ધગતા કોટિક તારા!
હો મા! જો આ આવ્યાં! ૩

નથી મુએલાં મુડદાં પેલાં, મુડદાં એ સહુ ઊઠ્યાં :
હો મા ! એક અભયનાં જાદુ નયન નયનમાં ઘૂંટ્યાં !
હો મા ! જો આ આવ્યાં ! ૪

ખંડેખંડ જુએ આ જોણું, આવ્યાં અમુલખ ટાણું :
હો મા ! સેન ચડ્યાં પૂરવનાં, સતનાં વાયાં વહાણું !
હો મા ! જો આ આવ્યાં ! ૫

સ્નેહતણી સમશેર કરે ને ઢાલ ધરી સંયમની :
હો મા ! એક ફનાદિલને શું ડગવે ફોજ આલમની ?
હો મા ! જો આ આવ્યાં ! ૬

ફરફર તારો ઝંડો ફરક્યો, વાગી ભુંગળ ભેરી :
હો મા ! ભરભર ભરીએ તારી વેદિ સ્વાર્પણકેરી !
હો મા ! જો આ આવ્યાં !* ૭

---

* તા. ૧૮-૧૨-૩૧.

## થંભી જા રે માત!

• લાવણી* •

થંભી જા રે માત! ઘડીભર થંભી જા રે માત!
એ આ તારાં બેટાબેટી આવે ઝંઝાવાત!
ઘડીભર થંભી જા રે માત! —

ભરઆકાશે ઘંટા વાગે, ભરે પવન નવતાન:
ભરસાગર મોજાં ઊછળી દે વીરોને આહ્વાન!
ધગધગ હૈયે આગ બળે રે!
રગરગ રક્ત ધસી ઊછળે રે!
ડગડગ ભરતાં યુગ ઊકળે રે!
હાકલ તારી સુણતાં, માતા! કોની રહે હજી રાત?
ઘડીભર થંભી જા રે માત! ૧

નસંતાન તું નથી રે માતા! ક્રોડો તુજ સંતાન:
એક એક છે વીર પ્રખર એ, જ્યાં ઊઘડે ઉરભાન;
ધસમસતાં ચોપાસ ધસે રે!
દસદિશ રેલે વીર રસે રે!
પળપળ મુક્તિ થકી તલસે રે!
રણડંકા વાગ્યા તુજ, માતા! પડી રહે કોણ પછાત?
ઘડીભર થંભી જા રે માત! ૨

*તા. ૪-૯-૩૦.

ફાટે આભ, દિશા ડોલે, ને સાગર ડૂબે ભોમ:
રોમરોમમાં ભાલા ભોંકે ભરઅંધારે વ્યોમ:
લયના હાહાકાર ઊઠે રે!
ભયના કિલ્લા કોટ તૂટે રે!
જયના રણુલલકાર છૂટે રે:
સર્વ સમર્પણ તુજને, માતા! તુંથી જ સર્વ મિરાત!
ઘડીભર થંભી જા રે માત! ૩

શસ્ત્ર અસ્ત્ર સૌ ફેંકી દીધાં, લીધાં નવવ્રત આજ:
કેવડિયાશી બાણુપથારી લઈએ સૌ તુજ કાજ!
દૃગદૃગમાં નવશૌર્ય ઝરે રે!
ઝગઝગતાં તુજ ભાવિ તરે રે!
ટગટગ જગ રહે જોઈ અરે રે!
ઊઘડ્યાં આત્મપ્રભાત હવે, મા! કેમ રંક તુજ જાત?
તુજ સંતાન સજાત ઘૂમે, મા! થા નવખંડ વિખ્યાત!
ઘડીભર થંભી જા રે માત! ૪

## દેવાસુર સંગ્રામ*

• ભૈરવી •

દેવાસુર સંગ્રામ, આ તો દેવાસુર સંગ્રામ!
દેશ કાળ સૌ તૂટી પડ્યા ત્યાં ક્યાં સમરાંગણ નામ?
આ તો દેવાસુર સંગ્રામ!—

સમરાંગણ ક્યાં જઇએ શોધી? છે સમરાંગણ ઉર:
કુરુક્ષેત્ર કે થરમાપિલિથી અધિક વધે શાં શૂર!
રણે એ ખેલે આતમરામ:
આ તો દેવાસુર સંગ્રામ! ૧

એ જ દાંડી ને એ જ ઊંટડી, ધરાસણા પણ એ જ:
એ જ વડાળા, લાઠીચોક, હા એ જ પરમ ઉરતેજ!
મરણિયાનાં સૌ અમ્મર ધામ!
આ તો દેવાસુર સંગ્રામ! ૨

* તા. ૫–૯–૩૦.

રસની રેલ રહે રેલાતી, ત્યાં રેલે રસવીર:
રણનાં કારણ મારણ તારણ, રણ ખેલે રણધીર!
નહીં તે પૂછે રણનું નામ:
આ તો દેવાસુર સંગ્રામ! ૩

રણધીરાની થાય કસોટી, વીરા! ઊતરો પાર!
મરીને જીવવાનો છે મોકો, નહિ મારીને માર!
પછી તો છે અવિચળ વિશ્રામ:
આ તો દેવાસુર સંગ્રામ! ૪

આત્મશૌર્યની ઓર જ લીલા, દિવ્ય દેવનાં નૂર:
છો અંધાર વીંટે રવિને પણ રવિ ભેદે ભરપૂર!
અફલ એ સમરાંગણ અભિરામ:
આ તો દેવાસુર સંગ્રામ! ૫

## બ્રીટનને

• રાગ માઢ •

મારા લાખેણા વીર મરાય,
બ્રીટન! તારી છાતી શેં પથ્થર થાય?

નહીં દમદાટી, નહીં તુજ લાઠી,
નહીં તુજ બંદુક તોપ;
આજ કશાં અહીં કામ ન આવે,
વ્યર્થ જળે તુજ કોપ!
બ્રીટન! તારી છાતી શેં પથ્થર થાય? ૧

લાખોને મોલના વીર આ પડતા
ધગધગતે અંગાર:
લાખોને મોલની સ્વાધીનતાને
આણશે ભારતદ્વાર!
બ્રીટન! તારી છાતી શેં પથ્થર થાય? ૨

દેહ ને દેહનાં યુદ્ધ નથી આ,
એ તો છે આત્મનાં યુદ્ધ;
દેહ કચડતાં તો આત્મ કસાય ને
થાય અધિક વીર શુદ્ધ:
બ્રીટન! તારી છાતી શેં પથ્થર થાય? ૩

તા૦ ૬-૧૦-૩૦.

અડગ આ આત્મા ભારતકેરો
નહીં આવે તુજ હાથ:
માર ને પીટ કે બંધન કોને?
આ શી હવામાં બાથ?
બ્રીટન! તારી છાતી શેં પથ્થર થાય? ૪

તારે જ બાર શું થાય નિરંતર
સ્વાધીનતાનાં ગાન?
ક્યાં ગઈ માનવતા વર તારી?—
ભરભર લે બલિદાન!
બ્રીટન! તારી છાતી શેં પથ્થર થાય? ૫

પૂર્વ ને પશ્ચિમના છેડા બે બાંધી
સાંકળિયું આકાશ:
આવ રે, સ્નેહે બંધાઇને પૂરિયે
જગબંધુત્વની આશ!
બ્રીટન! તારી છાતી શેં પથ્થર થાય? ૬

કાળના ચક્રમાં ફરતાં આકાશે
કોનાં રહ્યાં મહારાજ્ય?
અદલ ઉઘાડો રે આંખ પ્રભુ તુજ,
સ્નેહ જ છે જગતાજ!
બ્રીટન! તારી છાતી શેં પથ્થર થાય? ૭

## વંટોળિયો ને વેરાગણ*

• રાગ માઢ •

ફૂં ફૂં વાતા વાયરા ને આભે ઊડતી ધૂળ:
આવ રે મારા વંટોળિયા! તારે પગલે પગલે શૂળ!
ફૂં ફૂં વાતા વાયરા.—

એવડી તે ધૂળ ક્યાં ફૂંકશો? મારી મોટી દેશળ ભોમ;—
વાહ રે વેરાગણ વહાલુડી! તારું ભરી દઉં આખું વ્યોમ!
ફૂં ફૂં વાતા વાયરા. ૧

ઝાંઝરવરણી રાતુડી આંખે છુપલાં વરસે ઝેર;
જ્વાળા ફૂંકી વરસાવજો ભલે ચોગમ કાળો કહેર!
ફૂં ફૂં વાતા વાયરા.— ૨

આજ સમરની વાતડી, મારે છૂંદવાં લાખો શીર;—
કાળા વેરાનમાં રાજ પછી શું કરશો ધૂળિયા ફકીર?
ફૂં ફૂં વાતા વાયરા. ૩

* "રાસચંદ્રિકા"માંના "મઘમઘ કરતો મોગરો ને થાળી જેવડાં ફૂલ" એ રાસનું આ પ્રતિકાવ્ય છે.

ઘૂમઘૂમ કરતાં ઘેલડાં ને અંતર બળતી આગ;
વાજો વંટોળિયા! મનગમ્યું, બની કાળછંછેડ્યા નાગ!
ફૂં ફૂં વાતા વાયરા.— ૪

એક તો કરણીનાં ફૂટણાં, ને બીજા ઠગારા સૂર;
ત્રીજાં ત્રિખંડે મચાવવાં મારાં કર્મ અક્ષત્રી ક્રૂર!
ફૂં ફૂં વાતા વાયરા.— ૫

શૂરા જગાડિયા જોધવા, ને પૂરા જગાડિયા લોક;
ઘૂમી ઘૂમીને વંટોળિયા! તું તો આખર બનશે ફોક!
ફૂં ફૂં વાતા વાયરા. ૬

આભે ઊડતી ધૂળ આ તારી તો સ્નેહ સમા મુજ મેહ:
ગર્વ નિભે નહીં આટલો: હવે ભૂલી જજે તુજ છેહ!
ફૂં ફૂં વાતા વાયરા. ૭

# સાવધાન !

• રણભેરી છંદ * •

ભારતબંધુ ! અહો ભડવીરો !
સમય મળ્યો દુર્લભ ગંભીરો :
કેમ બનો કો આજ અધીરો ?
સાવધાન !
હાથ જડ્યો જાળવજો હીરો !
સાવધાન ! સાવધાન ! 1

ભારતબેન ! અહો રણશૂરી !
ધૈર્યે ને મરજાદે પૂરી :
તમ સેવા નવ જાય અધૂરી—
સાવધાન !
આત્માર્પણ તે નથી મજૂરી ;
સાવધાન ! સાવધાન ! 2

ભારતબાળ ! અહો રસરંગી !
જનનીસેવન કાજ ઉમંગી ;
છે આ સામે અવસર જંગી :
સાવધાન !

* આ છંદ નવો રચ્યો છે. ૧–૨–૩–૫ પંક્તિઓ ચરણાકુળ છંદની છે. ૪ થી પંક્તિ ૭ માત્રાની છે, તેમાં ૧–૪ માત્રા પર તાલ છે. ૬ ઠ્ઠી પંક્તિ બાર માત્રાની છે, તેમાં ૧–૪–૭–૧૦ માત્રા પર તાલ છે. ૧–૨–૩–૫ પંક્તિઓના ચાર પ્રાસ મળવા જોઇએ, અને ૪–૬ ના પ્રાસ મળવા જોઇએ, અગર ૪ થી પંક્તિના શબ્દો જ ૬ ઠ્ઠીમાં બેવડાવા જોઇએ.

ઊછળો સિંધુ જવા ઓળંગી :
સાવધાન! સાવધાન! ૩

ભારતબાંધવ, બાળક, બેની :
આજ પ્રભા ઝળકી રહે જેની!
ખોટ પડે માતાને કેની?
સાવધાન!
આજ મળી તમ પુણ્યત્રિવેણી :
સાવધાન! સાવધાન! ૪

ધન્ય ઘડી, ને ધન્ય જ દહાડો!
આગળ મંગળ પગલાં માંડો!
પગલે પગલે દઢતા પાડો :
સાવધાન!
છો આગળ રહે ડુંગર આડો!
સાવધાન! સાવધાન! ૫

પાછળ દૃષ્ટિ હવે શી કરવી?
ગયું તેની શી વાતો વરવી?
ભારત આજ બની છે ગરવી :
સાવધાન!
અચળ મુક્તિજ્યોતે દગ ધરવી!
સાવધાન! સાવધાન! ૬

કોણ દેશદ્રોહી છે આજે?
કોણ ગુલામીથી નવ દાઝે?.
કોણ અધમ કાયર નવ લાજે?
સાવધાન!
જીવવું તો છે ભારત કાજે!
સાવધાન! સાવધાન! ૭

બંધન આત્મતણાં કે તનનાં?
શૌર્ય ખરાં તનનાં કે મનનાં?
તેજ વતનનાં કે નંદનનાં?
સાવધાન!
સ્વાધીનતાથી જ નૂર નયનનાં!
સાવધાન! સાવધાન! ૮

ભારતમાત અદલ બોલાવે:
ધીરા વીરા ધસજો હાવે!
અમુલખ અવસર નવ ફરી આવે:
સાવધાન!
એક જ ભારતટેક ટકાવે!
સાવધાન! સાવધાન! ૯

## ભારતયજ્ઞની જ્વાળા

• લાવણી •

થંભો, થંભો! રવિ, શશી, તારા, સુરવર, મુનિવર, થંભો!
જગતે જુદ્ધ ન જોયું કદી તે જોવા ઘડીભર થંભો!
જયજય ભારતે હો!

તીર નથી, તરવાર નથી, નથી બંદુક તોપ તમંચા:
એક આત્મનું બળ સત્યાગ્રહ: વ્યર્થ સકળ જડ સંચા!
જયજય ભારતે હો! ૧

સગપણ તોડ્યાં, સ્વજન વછોડ્યાં, અંતર સ્નેહી છોડ્યાં:
એક માત ભારત માટે આ ક્રોડ જીવન છે જોડ્યાં!
જયજય ભારતે હો! ૨

ઝેર નથી, કો વેર નથી, નથી અરિ પર કહેર ગુજરતો;
હાડ તૂટે, કે શીશ ફૂટે, પણ પાય અડગ ડગ ભરતો!
જયજય ભારતે હો! ૩

થંભો, થંભો! અરિ વરસાવે આભ થકી અંગારા:
બળતી લાહ્ય ન એ પિગળાવે અંતર હિમના ભારા:
જયજય ભારતે હો! ૪

હો વીરા! વીજળી સમ પડતી શીશ તડોતડ લાઠી:
એ લાઠી જ થશે આખર તો ભારતધ્વજની કાઠી!
જયજય ભારતે હો! ૫

બળબળતી લૂ વરસે શિર કે મેઘ જ મૂશળધારે:
ધન્ય સહનતા ક્ષમા ધરાની ભારતજન સંસ્કારે!
જયજય ભારતે હો! ૬

મરવું છે જીવવાને માટે, લડવું છે ફરી ચહાવા:
સ્નેહ ક્ષમા છે માનવ કેરી માનવતા જ ગણાવા:
જયજય ભારતે હો! ૭

વિશ્વ સકળ ઝબકારી રહી આ ભારતયજ્ઞની જ્વાળા:
જયો જયો! ભડ અદલ વીરો! હો ભારતયશ રખવાળા!
જયજય ભારતે હો! ૮

## રણહાક

• ગીત* •

તનમનધન તમ અર્પણ કરવા ગુર્જરજન સહુ ચાલો!—

થનગનતા આંગણ હણહણતા હય મારે ખૂંખારા:
ભય હણતી રણહાક પડે ને માત કરે હોંકારા:
દિશદિશ ડગમગ ડોલે,
ભાવિ અનેરું ખોલે;
અવસર વર કર ઝાલો,
અણગણ તારકગણ સમ ગરવા ગુર્જરજન સહુ ચાલો!
જયો જી! જયો જી! જયો જી!
જયો જયો જયો જયો જી! ૧

ગગનથકી અંગાર ઝરે ને અગન અગન દિલ બળતી,
પરમ વીરના પ્રાણતણી ત્યાં જ્યોતિ અધિક ઝળહળતી:
ભર રણને અજવાળે,
અરિજન સર્વ પ્રજાળે;
જીવથકી જશ વહાલો—
નસ્તનનું ઉરધન ઉદ્ધરવા ગુર્જરજન સહુ ચાલો!—જયો જી! ૨

* કવિવર રવીન્દ્રનાથ ઠાકુરના "જનગણમન અધિનાયક જય હે ભારતભાગ્ય વિધાતા" એ રાષ્ટ્રગીતની ચાલ.

[અ]મર પિતરનાં સાહસ સ્મરતા સમર ગજાવે શૂરા;
[હિ]ંદુ, પારસી, ખ્રિસ્તી, મુસલમિન, પ્રૌઢ પ્રતાપી પૂરા :
આપણ સહુ ગુજરાતી,
ગજગજ ખીલે છાતી,
મારો આભ ઉછાળો :
[ગ]ર્જનથી ઘન સમ રણ ભરવા ગુર્જરજન સહુ ચાલો !–જયો જી ! ૩

[ઝ]ગતગતી અસિધારે હો કે ધગધગતા અંગારા,
[આ]જ વતનની લાજ જતનથી રાખે રાખણહારા :
નહિ તો અહીં શું રહેશે ?
રે પ્રભુ તો શું કહેશે ?—
નહિ, નહિ;–ભય શો ઠાલો ?
[ગ]ુરણ તમ જયધ્વજ ફરફરવા ગુર્જરજન સહુ ચાલો !–જયો જી ! ૪

[મ]ૃત તનનું અમૃત શૂરાતન કોણ રગેરગ ભરશે ?
[ક]ોણ વિજયની કીર્તિ સાથે અદલબદલ શિર કરશે ?
જો ભારત જીવે તો
કોણ મરે શિર દેતો ?
ધન્ય બની જગ મહાલો ;
[ત]નમનધન તમ અર્પણ કરવા ગુર્જરજન સહુ ચાલો !––
જયો જી ! જયો જી ! જયો જી !
જયો જયો જયો જયો જી ! ૫

## રણડંકા

• લાવણી •

ચલ ચલ, શૂરા રણબંકા હો !

ચલ ચલ, ભૈયા! આ શા આજે ગણવા નભના તારા?
કોણ પડી રહે સ્વારથઅંધો, હજી આ સુણી પુકારા?
ચલ ચલ, વાગ્યા રણડંકા હો !—

મર્દ ઊઠ્યા, મેદાન પડ્યા, છે દર્દ દિલે રણકેરું:
માતૃભૂમિને માટે દાખે દૈવત આજ અનેરું!
ચલ ચલ, વાગ્યા રણડંકા હો! ૧

બાળ તજ્યાં, ઘરબાર તજ્યાં, તજી રૂઢિ રૂડી-પાખંડી:
વીર મર્દ પડખે રહી ઘૂમે વીરાંગના રણચંડી!
ચલ ચલ, વાગ્યા રણડંકા હો! ૨

શિવનું આજ ત્રિલોચન ઊઘડ્યું, ભોગ અનેરા માગે:
આજ નથી કો ભીરુ અહીં કે ભય પામીને ભાગે!
ચલ ચલ, વાગ્યા રણડંકા હો! ૩

હો વીરા! છે આંખ ચડી આ ભારતની ઉરજ્વાળા :
કેમ પડી રહેવાય નિરાંતે?–ઊકળે આત્મ ઉકાળા!
ચલ ચલ, વાગ્યા રણડંકા હો! ૪

ભૂતતણાં સ્વપ્નાં સૌ મોંઘાં, ભાવિતણાં પણ મીઠાં :
પણ આ આજતણાં કર્ત્તવ્યો કેમ કરે અણદીઠાં?
ચલ ચલ, વાગ્યા રણડંકા હો! ૫

શસ્ત્ર અસ્ત્રમાં સત્ય અહિંસા, શૌર્ય પરમ સંયમમાં:
યુદ્ધ અનાયુધ આ ઊપડયું ત્યાં ભર ચૈતન્ય કદમમાં!
ચલ ચલ, વાગ્યા રણડંકા હો! ૬

ભારત છે ભારતજન માટે: ભૈયા! ક્યમ કો ભૂલે?
ચલ ચલ, વેળા વીતી જશે તો અદલ વિજય વિણ ડૂલે!
ચલ ચલ, વાગ્યા રણડંકા હો!
ચલ ચલ, શૂરા રણબંકા હો! ૭

## ભારતનું જયગીત

• રણગીત છંદ •

૧

હે બહાદુર ને મર્દાની
ભારત ભૈયા નરવીર!
તમ બિરદાળી વિક્રમશાળી,
ભડ લડવૈયા રણધીર!
ધિમિકિટ્ કરતા, ધિમિકિટ્ કરતા,
સેનાની ને સરદાર,
ભારત ભોમ
વીંધે વ્યોમ,
જ્યારે જગવો જયજયકાર,
જ્યારે પડઘમના ઘણુઘોષ પડે,
ને ગરજે જયજયકાર!

૨

શૂરા શિખ ને પંજાબી,
ગુરખા, રજપૂત, પઠાણ;
ભડ ગઢવાલી ને બંગાલી,
સિંધી, કાઠી બળવાન;
ગુર્જર વીરો, દ્રાવિડ ધીરો,
ને જાટ, મરાઠા સ્વાર:
તમ યશનામ
ઠામે ઠામ
આજે જગવે જયજયકાર!
જ્યારે પડઘમના ઘણઘોષ પડે,
ને ગરજે જયજયકાર!

૩

હે ભારતના સત્પુત્રો!
માતાનાં પ્રિય સંતાન!
કરમાં કર લઈ, રણમાં સર દઈ,
રાખો ભારતનું માન!
નામે ધર્મે વિધવિધ કર્મે,
પણ એક ધરાપરિવાર:
ભારત ટેક
રાખો નેક,
સઘળે જગવો જયજયકાર!

જ્યારે પડઘમના ઘણુઘોષ પડે,
ને ગરજે જયજયકાર!

૪

અગણિત તારા ભરતેજે
શા કૂચ કરે નભમાંય!
નિજ ધર્મપથે મુખ મૌન મથે,
ને ઝળકે ચેતનકાય:
હે ભારતના વટ ને પતના
જગમાં યશ રાખણહાર!
એ શૂરનૂર
ઝગવો પૂર,
કરવા માનો જયજયકાર!
જ્યારે પડઘમના ઘણુઘોષ પડે,
ને ગરજે જયજયકાર!

૫

ના શૌર્ય વિવેક વિહોણું,
ના સુક્તિ વિનાનું યુદ્ધ,
ના શક્તિ વિના સ્વર સત્યતણા,
ના વિજય ક્ષમા વિણ શુદ્ધ:
નિર્ભય કર્મે ને સદ્ધર્મે
ભારતનો યશટંકાર

ઘુમવો બેશ
દેશ વિદેશ,
થળધળ ગજવો જયજયકાર!
વિજયી પડઘમના ઘણુઘોષ પડે,
ને ગરજે જયજયકાર!

૬

પડઘમ આ ધમધમ કડકે,
ને વાગે ઝાંઝપખાજ;
ધિમિકિટ્ કરતા, ઘર મીટ ધરતા,
આવો જીતી યશતાજ!
ડગલે ડગલે, પગલે પગલે,
તમ કીર્તિતણા ઉદ્ગાર
સહુ મુખમાંય
ધન્ય ગવાય,
ને આ ગરજે જયજયકાર!
ધમધમ પડઘમના જયઘોષ પડે,
ને પુષ્પ ઊડે જયકાર!

સમાપ્ત

# સૂચિ

(પ્રથમ પંક્તિઓની)

# શુદ્ધિપત્ર

| પૃષ્ઠ | કવિતાની લીંટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૭ | ૧૦ | સા | સૌ |
| ૧૯ | ૧૫ | ; | ! |
| ૩૭ | મથાળું | * | એ નહીં જોઇએ. |
| ૩૯ | ૧૨ | વિરામચિહ્ન નથી | ! |
| ,, | ૨૦ | ,, | ! |
| ૪૮ | ૧૧ | ,, | ! |
| ,, | ૨૦ | ,, | ! |
| ૬૫ | ૮ | શં | શૈ |
| ૬૬ | ૧૭ | ફૂલયે | ફલિયે |
| ૭૮ | ૫ | શત્ર | શત્રુ |
| ૮૦ | ૧૩ | તે | લે |
| ૮૨ | છંદનું નામ | અગ્નિશખા | અગ્નિશિખા |
| ૯૭ | ૯ | વિરામચિહ્ન નથી | ! |
| ૧૧૭ | ૧૫ | વિભુઉરમા | વિભુઉરમાં |
| ૧૩૨ | ૧ | વળી | (એ નહીં જોઇએ; છેકી નાખો) |
| ૧૭૭ | ૧૨ | હાયા | હાર્યા |
| ૨૧૯ | ૨ | હિદુ | હિંદુ |